મહાભારતના પાત્રો—૧

# સૂતપુત્ર કર્ણ


લેખક

નાનાભાઈ







શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર

ભાવનગર

ફેબ્રુઆરી ત્રણ આના ૧૯૩૬

| પ્રકાશક : | મુદ્રક |
| --- | --- |
| ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ | પારી ધીખાભાઈ ગોપાળજી |
| શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર | શ્રીસરસ્વતી છાપખાનું |
| ભાવનગર | ભાવનગર |

: ૧૦૦

પહેલી વાર જાન્યુઆરી ૧૯૨૯ ૩૦૫૦ નકલ
બીજી વાર ઓગસ્ટ ૧૯૩૧ ૨૧૦૦ નકલ
ત્રીજી વાર ફેબ્રુઆરી ૧૯૩૩ ૨૧૦૦ નકલ
ચોથી વાર ફેબ્રુઆરી ૧૯૩૬ ૧૧૦૦ નકલ
કુલ ૮૩૫૦




# અનુક્રમ



# રાધેય

અધિરથ ધૃતરાષ્ટ્રનો રથ હાંકનારો. તેની સ્ત્રીનુ નામ રાધા.

એ જમાનામા રથ હાંકવાનો ધધો કરનારાઓ સૂત-જાતિના લોકો હતા. પણ રણસગ્રામ પર યોદ્ધાનો રથ હાંકવો એ એટલુ મોટુ જવાબદારીનુ કામ ગણાતુ કે કોઈ કોઈ વાર તો મોટા સમર્થ પુરુષો પણ આ કામને ગૌરવભર્યુ ગણીને સ્વીકારતા શ્રીકૃષ્ણ પોતે અર્જુનના સારથિ થયા અને મદ્ર દેશના રાજા શલ્યે સૂતપુત્ર કર્ણનો રથ હાંક્યો એ એના પ્રસિદ્ધ દાખલાઓ છે

રાધાને પેટે કશુ સતાન નહિ. આખી જિંદગી કેટલાયે વ્રતો કર્યા, કેટલાયે તીર્થો કર્યા, કેટલીયે બાધા-આખડીઓ કરી, કેટલાયે ઉપચારો કર્યા, પણ પ્રભુએ રાધાને સારો દિવસ ન દેખાડ્યો. સતાન વિના રાધાનુ જીવન લૂખુ બની ગયુ કોઈનુ બાળક દત્તક લઈનેય રાધા મન વાળે, પણ કઈ જનેતાને બાળક એવુ વધારે હોય તે આપે ?

એક વાર સાંજે અધિરથ બહારથી ઘેર આવ્યો. રાધા અંદર રસોડામાં રાંધતી હતી.

"રાધા, રાધા! તારે માટે એક રમકડું લાવ્યો છું" અધિરથ બોલ્યો.

"રમકડાંનો રમનાર નથી ત્યાં રમકડાંને મારે શું કરવાં છે?" જવાબ આપતાં રાધાએ ભૂલભૂલમાં આંગળી પર ચપ્પુ ચલાવ્યું.

"પણ તું જો તો ખરી? રમકડું બહુ સુંદર છે."

"એથીયે સુંદર રમકડાં તમે ઘણાંયે લાવ્યા છો, પણ એ રમકડાં તો ઊલટાં મને બાળે છે. તમને પુરુષોને એ ખબર ન પડે. અંતરના ધાવણ ધવરાવવાનું એક પણ બાળક ન હોય તો સ્ત્રીઓનાં હૈયાં કેવાં સુકાઈ જાય છે તે અનુભવ લેવો હોય તો આવતે જન્મે સ્ત્રીનો અવતાર લેજો."

"પણ બેન!" રાધાની બહેન બોલી "આ તો સાચે જ તને ગમે તેવું રમકડું છે."

"એવાં જીવ વિનાનાં માટીનાં પૂતળાંને જીવતાં માની હામ રાખવે એવું બાળક હૃદય મારામાં નથી અધિરથ! મારી મશ્કરી ન કરો. હું સાચું કહું છું કે એવાં જીવ વિનાનાં પૂતળાં મારે માટે ન લાવો."

"પણ બેન! આ પૂતળાને તો જીવ છે."

"હેં, એને જીવ છે? તમે સાચું બોલો છો?" રાધા રસોડામાંથી દોડીને અધિરથની પાસે આવી અને

અધિરથનાં હાથમા બાળક જોઈને આભી બની ગઈ "અધિરથ, અધિરથ! હુ આ શુ દેખુ છુ?"

"તુ જે દેખે છે તે તુ જ કહે."

"તમે આ કોને તેડ્યુ છે?"

"તુ જ કહે."

"તમારા હાથમા બાળક છે? પ્રભુએ મારે માટે આ રમકડુ મોકલ્યુ છે? અધિરથ! આ સ્વપ્નુ તો નથી ના? મને મારી આખો ઠગતી તો નથી ના? જોજો હો, મને છેતરતા ના."

"ના ના; મારા હાથમા આ બાળક છે તે હુ તારા માટે જ લાવ્યો છુ લે."

રાધા ગાડી થઈ ગઈ તેણે ઉતાવળે ઉતાવળે બાળકને પોતાના હાથમા લીધો, છાતી સરસો ચાંપ્યો, તેનુ માથુ સૂધ્યુ, તેની આખ પર નાનીશી ચૂમી લીધી, તેના આખા શરીર પર પોતાનો કોમળ હાથ ફેરવ્યો અને પછી પોતાના ખોળામા સુવાડ્યો.

"બેટા! તે મારા ઘર ઉજાળ્યા, મારા અધારા ઓરડામા દીવા કર્યા. બેન! શેરીમા બધે સાકર તો વહેચ?"

"પણ અધિરથ! આ બાળક કેવી રીતે સાપડ્યો એ તો કહો?" રાધાની બહેન બોલી

"હા હા, બેટા! તુ કયાથી આવ્યો?" રાધા બોલી

અધિરથે જણાવ્યુ "હુ સાજના નદીને કાઠે ફરતો હતો ત્યા પ્રવાહ પર મે કઈક તરતુ જોયુ"

"હેં ! શું કહ્યું ? આને કોઈએ તરતો મૂકેલો ?"

"ના ના, પહેલા તો મને થયુ કે કોઈ મુરદું તરતું હશે કે કાઈ લાકડું બાકડું તણાતું આવતુ હશે. પણ વધારે પાસે ગયો ત્યા એક પેટી દીઠી."

"હં, પછી ?"

"નદીના પ્રવાહ સાથે પેટી તો ધીમે ધીમે સરતી હતી. મને થયુ કે ચાલ પેટી પેટી લઉં; એમા કઈક હશે. પણ પેટી દૂર હતી અને પાણી ઘણું ઊંડુ હતું"

"પછી તમે અંદર કૂદી પડ્યા ? "

"ના ના; હું તો દોરી કે લાંબો વાંસ શોધવા લાગ્યો, પણ ક્યાંય ન મળે."

"ત્યારે એટલામા પેટી તો ક્યાંઈ નીકળી ગઈ હશે."

"હું તો નિરાશ થઈને સૂર્યભગવાન સામું જોવા લાગ્યો, એટલામાં પેટી તણાઈને કાંઠે આવી અને મારા પગ સાથે અથડાઈ !"

"હાશ, સૂર્યભગવાને એને મારા માટે જ મોકલ્યો એમ કહોને ? નહિ તો તમે તો કાંઈ લાવી શકત નહિ."

"પેટીમા તો પાણી ભરાઈ ગયુ હશે, નહિ ?"

"ના રે ના. પેટીની ફાટોમા તો મીણ ભર્યું હતું એટલે પાણી મુદ્દલ અંદર જઈ શક્યુ નહિ."

"એ મૂરનારી જનેતાને પણ કેવુ તો હશે ના !"

"પેટીની ઉપર કડુના થાપા દીધેલા હતા; અને ચારે બાજુ મજબૂત દોરીઓ બાંધી હતી."

"એમ? ત્યારે તો બરાબર કાળજી રાખીને કામ કર્યું જણાય છે"

"એમ જ પેટીને ખોલીને જોઉં તો અંદર એક બાળક અંગૂઠો ચૂસતું પડેલું!"

"આ મારો વીરો જ કે?"

"હા, એ જ"

"બેટા! તારા આ સોનેરી વાળ ઉપર તો હું વારી જાઉં છું"

"રાધા! વધારે આશ્ચર્યકારક તો એ છે કે આ એના શરીર પર કવચ છે તે જન્મથી જ તેની ચામડી સાથે જડાયેલું છે"

"અરે, હા. હું તો એના મોઢા સિવાય બીજું કશું જોતી જ નથી" બાળકના શરીર ઉપર હાથ ફેરવતી રાધા બોલી. "અને એના કાન પણ કેવા રૂપાળા છે! કાનમાં આ કુંડળ કોણે પહેરાવ્યાં હશે?"

"એ કુંડળ પણ જન્મ સાથે જ આવ્યાં જણાય છે જો, કાનથી એ જુદાં નથી પડતાં."

"અધિરથ! જન્મથી જ કવચ અને કુંડળ સાથે લઈને અવતરે એવું માનવીમાં તમે જોયું છે?"

"માનવ સૃષ્ટિમાં તો એવું બને જ નહિ. એટલા માટે જ મને આ કોઈ દેવપુત્ર લાગે છે આપણા સદ્ભાગ્ય કે એ આપણને સાંપડ્યો."

"બેટા ! દેવોનાં ભવન છોડીને તું મારે માટે અહીં આવ્યો ? દેવો ! તમારા આ બાળકનું રક્ષણ કરજો."

"બેન ! ચાલ ત્યારે આપણે આનું નામ પાડીએ."

"હા તું જ એની ફઈ; પાડ નામ."

"બોલો અધિરથ ! શું નામ પાડું ?"

"તમને ગમે તે."

"મને તો એના આ સુવર્ણના કુંડળ ખૂબ ગમે છે માટે એનું નામ વસુષેણ પાડું ?"

"ભલે એ વસુષેણ કહેવાય."

"આવ, મારા વસુષેણ ! મને બધા આજ લગી એકલી રાધા રાધા કહેતા તે હવે વસુષેણની મા તો કહેશે. બેટા ! તે મને મા બનાવી." બોલતા બોલતા રાધાની આંખમાંથી નાનું શું આંસુ ટપક્યું

આ રાધેય એ જ આપણી કથાનો કર્ણ મોટી ઉંમરે રાધેયે ઇંદ્રને પોતાનાં કવચકુંડળ ઉતરડી આપ્યાં, એટલા માટે એ કર્ણ કહેવાયો. ઇતિહાસ એને કર્ણના નામથી જ વધારે ઓળખે છે



# અંગરાજ

"વિદુર!" પ્રજ્ઞાચક્ષુ ધૃતરાષ્ટ્ર બોલ્યા.

"જી, મહારાજ!" વિદુરે જવાબ આપ્યો.

"હવે તમે તાકીદ કરો. મારા પુત્રો અને પાંડવો અભ્યાસ પૂરો કરી રહ્યા છે એટલે તેમની પરીક્ષા થતી જોવાનું મને બહુ મન છે."

"આપ અમસ્તા ક્યા પોતે જોવાના છો?"

"એ તો ખરું, પણ તમે જોશો, આપણા પિતામહ જોશે, કૃપાચાર્ય જોશે, આપણી પ્રજા આખી જોશે, એ બધું હું જોયા બરાબર જ છે. તમે ભીષ્મપિતામહને સાથે રાખીને આ પરીક્ષા માટે ભૂમિ તૈયાર કરો. જોજો હો, જમીન સાવ સપાટ, ઝાડઝાંખરા વિનાની અને જોનારને મનોહર લાગે તેવી જોઈએ" ધૃતરાષ્ટ્ર બોલ્યા.

"એ જમીનનું ખાતમુહૂર્ત કોણ કરવાનું છે?"

"આપણા પિતામહ. ભીષ્મ પોતે જ હળ વડે એ જમીનની મર્યાદા કરશે અને એ મર્યાદામાં તમારે રંગ-

ભૂમિ ઊભી કરવાની."

"ઠીક; સમજ્યો."

"જોજો, કુમારોને શસ્ત્રાસ્ત્રવિદ્યા દેખાડવા માટે પુષ્કળ જમીન સાવ છૂટી ખાલી રાખજો અને બાકીના થોડા ભાગમાં પ્રેક્ષકો માટે વ્યવસ્થા કરજો."

"હા, એ મારા ખ્યાલમાં છે"

"ના, એમ નહિ. પ્રેક્ષકોમાં હું, તમે, ભીષ્મપિતા મહ, કૃપાચાર્ય વગેરે બધો પુરુષવર્ગ સ્ત્રીવર્ગ માટે તમારે અલાયદો માચડો જ ઊભો કરવો; કુંતી, ગાંધારી વગેરે તમામ સ્ત્રીઓ આવશે. આ ઉપરાંત, નગરના ચાતુર્વર્ણ્ય માટે સારી એવી ગોઠવણ રાખજો જે પ્રજા ઉપર આવતી કાલે મારા પુત્રોને રાજ્ય કરવું છે તે પ્રજા પણ એ બાળકોની કેળવણી આજે જોઈ લે."

"ભલે, આ બધી ગોઠવણ કરી લઈશ."

"એ ઉપરાંત ગામના શ્રીમંત લોકો પોતે પોતાના તબૂઓ ઊભા કરવાની માગણી કરશે, એટલે તેમને માટે અલાયદી જગા પહેલેથી જ મનમાં રાખશો તો પાછળથી મૂંઝાવું નહિ પડે."

"ભલે"

"મને સૂઝ્યું તેટલું મે કહ્યું બાકીનું તમે તમારી બુદ્ધિથી વિચારી લેજો અને કુરુકુળના પુત્રોની પરીક્ષાના આ પ્રસંગને શોભે એવો આખો મેળાવડો ગોઠવજો."

* * * *

પરીક્ષાનો દિવસ આવ્યો હસ્તિનાપુરના પાદરમાં પરીક્ષા માટેની રંગભૂમિ ઊભી થઈ ગઈ ધજાઓ અને તોરણો હવામાં ઊડી રહ્યા; અંદરના તેમ જ બહારના તમામ રસ્તાઓ પર પાણીનો છંટકાવ થઈ રહ્યો. પ્રેક્ષકોની રંગભૂમિ, શ્રીમંતોના તબૂઓ, શિષ્ટ જનોનાં આસનો, સ્ત્રીઓના માચડા, બધા ધીમે ધીમે ચિકાર થવા લાગ્યા, અને સૌ કુમારોની રાહ જોવા લાગ્યા. ભીષ્મ આવી ગયા; કૃપાચાર્ય આવી ગયા, ધૃતરાષ્ટ્ર અને વિદુર આવી ગયા, કુંતી અને ગાંધારી બીજી સ્ત્રીઓને લઈને હાજર થઈ ગયા નગરના તમામ વર્ણો રંગબેરંગી પોશાક ધારણ કરીને યથાસ્થાને ગોઠવાઈ ગયા.

એવામાં દરવાજે દ્રોણાચાર્યનો પ્રવેશ થયો હવામાં ફગફગતી ધોળી સફેદ એમની દાઢી, એટલી જ ધોળી એમની મૂછો અને મસ્તક, ઠેઠ જાનુ સુધી પહોંચતા એમના હાથ, ધીરવીર એમની ચાલ, કસાયેલા એમના સ્નાયુઓ, સાથે અશ્વત્થામા અને પાછળ ઊછળતા લોહીવાળા કુમારો. આ બધાને આવતા જોઈ આખો મંડપ તાળીના ગગડાટથી ગાજી ઊઠ્યો. દ્રોણે આવી આખી મંડળીને વંદન કર્યું અને બોલ્યા. "પિતામહ, મહારાજ ધૃતરાષ્ટ્ર અને પ્રેક્ષકો! આ રાજકુમારોને મે આટલા દિવસમાં જે તાલીમ આપી છે તે આજે બધા આપની સમક્ષ બતાવશે. આ કુમારોના ક્ષાત્રતેજને વધારે ચળકાટ આપવાનો મે પ્રયત્ન કર્યો છે આપ સૌ આજે મારા પ્રયત્નની પરીક્ષા કરો એવી મે

માગણી કરી છે. મારી ખાતરી છે કે મારા આ શિષ્યો મને યશ અપાવશે.”

ત્યાર પછી કુમારો પોતપોતાની વિદ્યા રંગભૂમિ પર દેખાડવા લાગ્યા. બધાએ તલવાર અને ભાલાના ખેલોથી માંડીને મોટા મોટા અસ્ત્રોને સાધવાના ખેલો સુધીની પોતાની વિદ્યા રજૂ કરી દીધી. યુધિષ્ઠિર, દુર્યોધન, ભીમ, દુઃશાસન, વિકર્ણ, સહદેવ સૌએ વારાફરતી શસ્ત્રાસ્ત્રના પ્રયોગો કર્યા અને પ્રેક્ષકોનાં મનને હરી લીધાં. આટલી સામાન્ય પરીક્ષા થયા પછી ભીમ અને દુર્યોધન આગળ આવ્યા. બન્ને જુવાન હતા; બન્ને શરીરે મજબૂત હતા; બન્નેએ કચ્છ લગાવ્યા હતા; બન્નેના હાથ પર ચામડાના પટ્ટા બાંધ્યા હતા; બન્નેના હાથમાં એક એક ગદા ફરતી હતી; ધીરજ તેમ જ ચતુરાઈથી બન્ને પેતરા લેતા હતા; વાઘની દૃષ્ટિથી બન્ને એકબીજા પર લાગ ચાંપતા હતા અને પર્વત જેવી ઢાલ પર એકબીજાના ઘા ઝીલતા હતા. પ્રેક્ષકો પણ ઘડીભર સ્થિર થઈ ગયા, બન્નેનાં વખાણ કરવા લાગ્યા, ને ગડીમાંડી પક્ષાપક્ષી બાંધવામાં પડી ગયા. ત્યા તો દ્રોણાચાર્યે નિશાની કરી એટલે ગદાયુદ્ધ પૂરું થયું.

દુર્યોધન અને ભીમ ખસી ગયા અને તે સ્થળે અર્જુન આવ્યો. અર્જુન દ્રોણાચાર્યનો સૌથી વહાલો શિષ્ય. અર્જુનની મેધા, તેની તીવ્ર બુદ્ધિ, તેની ચાલાકી, તેનો ઉદ્યોગ, તેની નિષ્ઠા એ બધાએ દ્રોણાચાર્યને માત કર્યા હતા. દ્રોણાચાર્યે પોતાની વિદ્યાનું સર્વસ્વ અર્જુનને દેવાનો

પ્રયત્ન કર્યો હતો.

કુંતીનો દીકરો અર્જુન આગળ આવ્યો ત્યારે તો લોકોની તાળીઓનો સુમાર ન રહ્યો. ગાંધારી કુંતીને પૂછવા લાગ્યા; ધૃતરાષ્ટ્ર વિદુરને પૂછવા લાગ્યા પ્રેક્ષકો બધા ઘડી-ભર તો ઊભા થઈ થઈને અર્જુનને જોવા લાગ્યા.

એવામાં દ્રોણની આજ્ઞા મળી અને અર્જુને ચલાવ્યું શી એની વિદ્યા ! શી એની ચાલાકી ! ઘડીકમાં અગ્ન્યાસ્ત્ર મૂકી આગ ઊભી કરે તો બીજી જ ઘડીએ વરુણાસ્ત્રથી તેને ઓલવી નાખે; ઘડીમાં પોતે સાવ નાનો થઈ જાય અને ઘડીમાં વિરાટ સ્વરૂપ ધારણ કરે, ઘડીમાં પર્વતભેદી બાણો છોડે તો ઘડીમાં ઈંડા અને ચણોઠી જેવા નાના પદાર્થોને આબાદ વીંધે; ઘડીમાં બળદના શીંગડાને નાનોશો વીંધ પાડી તેમાથી બાણો કાઢે તો ઘડીમાં વીજળીના કડાકા કરે તેવા મેઘાસ્ત્ર મૂકે

પ્રેક્ષકવર્ગ તો આખોયે ચિત્રમા ચીતર્યો હોય એવો ઘડીભર સ્તબ્ધ થઈ ગયો. કુંતીના હૃદયમાં ઉત્સાહ માતો ન હતો ભીષ્મ, કૃપાચાર્ય વગેરે અર્જુનની અને દ્રોણની તારીફ કરવા લાગ્યા. દ્રોણાચાર્યને પોતાનેય એક સાચા શિક્ષાગુરુ તરીકે આજે અંતરની ટાઢક વળી અને પોતાનું આચાર્યપણ સાર્થક થયુ લાગ્યુ

અર્જુને પૂરું કર્યું ; ચારે ભાઈઓ અર્જુનની આસ-પાસ ફરી વળ્યા અર્જુન સીધો દ્રોણાચાર્યને પગે પડ્યો અને તમના આશીર્વાદ લીધા. દુર્યોધન અને તેના ભાઈઓ

એક ખૂણે ઊભા ઊભા આ બધું જોતા હતા.

એવામાં દરવાજા પાસે એક મોટો ધડાકો થયો.

"આ શું ? આ ધડાકો શાનો ?"

બધી આંખો ઘડીભર દરવાજા તરફ વળી ત્યાં તો એક જુવાન હાથમાં શસ્ત્રાસ્ત્ર લઈને અંદર દાખલ થયો, અને રંગભૂમિ પર ત્રાડ મારીને બોલ્યો. "હે અર્જુન! તેં જે જે પરાક્રમો અહીં કરી બતાવ્યાં છે તેટલાં બધાં અને તેથીયે વધારે પરાક્રમો હું કરી બતાવું છું તે તું જો"

આમ કહેતો એ જુવાન પોતાની વિદ્યા દેખાડવા લાગ્યો. સભાને એણે દિગ્મૂઢ બનાવી દીધી! દ્રોણાચાર્ય જોઈ રહ્યા; અર્જુન અને પાંડવો એને જોઈ રહ્યા; દુર્યોધન જોઈ રહ્યો; ભીષ્મપિતામહ અને કૃપાચાર્ય પણ જોઈ રહ્યા.

હજી પ્રેક્ષકો પોતાના આશ્ચર્યથી મુક્ત નથી થયા ત્યાં તો એ જુવાને ફરી ગર્જના કરી "હે અર્જુન! તું આ બધા કુમારોમાં શ્રેષ્ઠ ગણાય છે; ગુરુ દ્રોણાચાર્યે તને પોતાનો પટ્ટશિષ્ય ગણ્યો છે, તો હું તને દ્વંદ્વ યુદ્ધમાં ઊતરવાનું આમંત્રણ આપું છું તે સ્વીકાર"

જુવાનનો આ પડકાર થતાં જ દુર્યોધનના મનમાં ભારે આનંદ થયો. "હાશ, હવે એનું પાણી ઊતરશે!" ભીમ અને સહદેવ જુવાન તરફ કરડી નજરે જોવા લાગ્યા, દ્રોણાચાર્યને આજના રંગમાં ભંગ જેવું લાગવા માંડ્યું; પ્રેક્ષકો બધા ઊંચાનીચા થવા લાગ્યા, અને આનું શું પરિણામ આવે છે તે જોવા માટે આતુર થયા.

એવામાં કૃપાચાર્ય ઊભા થયા ને બોલ્યા "હે જુવાન! આ અર્જુન પાંડુનો અને કુંતીનો પુત્ર છે, તે જાતે ક્ષત્રિય છે, અને ગુરુ દ્રોણાચાર્યનો શિષ્ય છે તે તારી સાથે દ્વંદ્વ યુદ્ધમાં ઊતરવા તૈયાર છે, માટે તું પોતે પણ તારૂં કુળ અને જાતિ જણાવ."

કૃપાચાર્યના આ વચનો સાભળીને જુવાન ઘડીભર તો ઝાંખો પડી ગયો. તેણે મધ્યાહ્નના આકાશ તરફ એક નજર નાખી પણ તરત જ ટટ્ટાર થયો હોય તેમ બોલ્યો. "આ રંગભૂમિ કાંઈ એકલા ક્ષત્રિયો માટે જ નથી. અહીં તો જે પરાક્રમ કરી બતાવે તે ક્ષત્રિય. અર્જુન સાચો ક્ષત્રિય બચ્ચો હોય તો આવે મારી સામે. એનામાં ક્ષત્રિયનું લોહી છે એમ કહેવાથી શું વળે? લોહીના આવા અભિમાન તો જંગલી પશુઓને જ શોભે. મને ખાતરી છે કે અર્જુન આવા બીકણ પુરુષોના વિચારોથી નહિ દોરવાય. હું માનું છું કે અર્જુન ખરો મરદ છે"

જુવાનના આ શબ્દો દુર્યોધનના કાનમાં અમૃત જેવા પડ્યા. એ પોતાના તમામ ભાઈઓને લઈને જુવાનને વીંટળાઈ વળ્યો. એવામાં ભીમ ત્રાડૂક્યો. "એ મરદની પૂંછડી! તારી નાતજાત તો જણાવ? અર્જુન રાજપુત્ર છે રાજપુત્રો ગમે તેવા ભિખારીઓ સાથે યુદ્ધમાં ઊતરતા નથી હવે જોયું તારૂં પરાક્રમ!"

ભીમના વચનો સાભળતા જ દુર્યોધન છાતી કાઢીને આગળ આવ્યો "આ જુવાન રાજા નથી એટલા જ કારણે

જો અર્જુન તેની સાથે દ્વંદ્વ યુદ્ધમાં ન ઊતરતો હોય તો હું તેને અંગ દેશનો રાજા બનાવું છું ”

આટલું કહેતાંની સાથે જ દુર્યોધને તેને ત્યાં ને ત્યાં કુંકુમનો ચાંદલો કર્યો અને અંગરાજના નામથી તેને બોલાવ્યો.

સભામાં હાહાકાર થઈ ગયો! કોઈ અર્જુનના તો કોઈ પેલા નવા આવેલ જુવાનના, કોઈ ભીમના તો કોઈ દુર્યોધનના વખાણ કરવા લાગ્યા. સ્ત્રીઓના માંચડા પર કુંતી બેઠાં હતાં તેમણે આ દેખાવ જોયો કે તરત જ તેમની આંખે અંધારાં આવવા લાગ્યાં અને તે પડી ગયાં.

દરમિયાન હાથમાં ચાબુક લેતો અધિરથ સભામાં આવ્યો, અને પોતાનો પુત્ર વસુષેણ અંગદેશનો રાજા થયો તેથી રાજી થતો થતો તેની પાસે પહોંચ્યો. આ જુવાન બીજો કોઈ નહિ પણ રાધાનો પુત્ર છે એમ સૌએ જાણ્યું ત્યારે તો તેમના આશ્ચર્યનો પાર જ ન રહ્યો.

ભીમે આ સર્વ જોયું એટલે વળી બોલ્યો "હે સૂતપુત્ર! તારા બાપના હાથમાંથી ચાબુક લઈને રથ હાંક, રથ. તારા હાથમાં આ અસ્ત્રો નથી શોભતાં. સાચા ક્ષત્રિયો તારા જેવા શૂદ્રો સાથે યુદ્ધમાં ઊતરવામાં નાનમ માને છે"

"ભીમસેન! હવે બસ કર. મહાપુરુષો અને નદીઓનાં મૂળ શોધવાં કઠણ છે નહિતર તો તમે પાંડવો જ કેવી રીતે ઉત્પન્ન થયા છો એ કોણ નથી જાણતું? એ વાત આખી ન કરી જ સારી છે! દુર્યોધને જવાબ વાળ્યો.

દરમિયાન ભીષ્મ, કૃપાચાર્ય, ધૃતરાષ્ટ્ર વગેરે ઊભા થયા અને સભા વિખેરાવા લાગી. ગાંધારીને લઈને કુંતી ઘેર ગયા, પાંડવોને લઈને દ્રોણ ઘેર ગયા, પ્રેક્ષકવર્ગ ધીમે ધીમે ઓસરવા લાગ્યો. માત્ર કર્ણ અને કૌરવભાઈઓ જ ત્યાં પાછળ રહ્યા

"કુમાર દુર્યોધન! હું તમારો અત્યંત આભારી છું હું સૂતપુત્ર છું એનો વિચાર ન કરતાં તમે મને અંગ દેશનો રાજા બનાવ્યો અને મારી પ્રતિષ્ઠા સાચવી લીધી, તે ખાતર જીવનભર હું તમારો ઋણી થયો છું"

કર્ણને આલિંગન દેતો દુર્યોધન બોલ્યો "એમાં મેં કશું જ કર્યું નથી ક્ષત્રિયાણીના પેટમાં આળોટવાનું મળ્યું એટલે મોટો અને બીજી માતાના પેટમાં આળોટવાનું મળ્યું એટલે નાનો એ વાત જ હું સ્વીકારતો નથી. ઉચ્ચ કામ કરે તે ઊંચો ને નીચ કામ કરે તે નીચો."

"તો પણ તમે મારો પક્ષ લઈને ઊભા રહ્યા તે ખાતર હું તમારો આભારી છું, અને તમે કહો તે કરવા તૈયાર છું"

"હું કશાનો ભૂખ્યો નથી; માત્ર તમારી મૈત્રીનો જ ભૂખ્યો છું"

"એવું શું બોલો છો? મૈત્રી તો છે જ છે ક્યાં રાધાનો દીકરો હું, ક્યાં ધૃતરાષ્ટ્રના કુંવર તમે, ક્યાં આ રંગમંડપ, ક્યાં આ પરીક્ષાનો વખત અને ક્યાં મારું અહીં આવવું! વળી ક્યાં હું અને ક્યાં અંગનું રાજ્ય!

છતાં આ બધા એકઠાં થયાં એની પાછળ જ કોઈ ઈશ્વરી સંકેત નહિ હોય? મને તમારી મૈત્રીનો સ્વાદ મળે એ માટે જ પ્રભુએ મને અહીં મોકલ્યો હશે તો? હું તમને વચન આપું છું કે 'આ કર્ણ આજથી દુર્યોધનનો મિત્ર છે' સૂર્યભગવાનની સાક્ષીએ કરેલી આ મૈત્રી અખંડ રહો."

આટલું બોલી કર્ણે પોતાનો હાથ દુર્યોધનના હાથમાં મૂક્યો. કૌરવો બધા પોતાના આ નવા ભાઈને હર્ષથી વધાવવા લાગ્યા, અને હર્ષમાં ને હર્ષમાં અનેક મનસૂબા ઘડતા રંગમંડપમાંથી ઘેર ગયા.



## "હું સૂતપુત્રને વરવાની નથી"

દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદીનો સ્વયંવર હતો. દ્રૌપદી દ્રુપદ રાજાના યજ્ઞની વેદીમાંથી ઉત્પન્ન થઈ હતી. તેનો ભાઈ એ જ અગ્નિમાંથી જન્મ્યો ત્યારે ખડ્ગ, કવચ, ધનુષ અને બાણ લઈને જન્મ્યો હતો.

સ્વયંવરમાં દેશપરદેશના રાજાઓ આવ્યા હતા, દેશ-પરદેશના નટવૈતાલિકો આવ્યા હતા, દેશપરદેશના પૌરા-ણિકો આવ્યા હતા, દેશપરદેશના મલ્લો આવ્યા હતા, દેશ-પરદેશના બ્રાહ્મણો પણ આવ્યા હતા.

નગરની બહાર વિશાળ છૂટી જગામાં સ્વયંવરનો મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. મંડપના દરવાજાઓ ધજા અને તોરણોથી શોભી રહ્યા હતા ધૂપ અને અગરુની સુગંધ ચારે તરફ ફેલાઈ રહી હતી રાજામહારાજાઓ માટે સિંહાસનો ગોઠવાઈ ગયા હતા. પુરવાસીઓ માટે અલાયદા માંચડાની સગવડ કરી હતી. ફરતા એક ખૂણામાં દક્ષિણાની લાલસાથી આવેલા બ્રાહ્મણો પોતાની દૂબળી

ટાયાને જેમતેમ ગોઠવી રહ્યા હતા.

સ્વયવરનો વખત થયો એટલે મેઘના જેવી ગંભીર વાણીથી ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો "હે સ્વયવરમા આવેલા રાજાઓ! સાભળો. અહી જે આ ધનુષ મૂકેલુ છે તે, તથા આ બાણો મૂકેલા છે તે લઈને આ યન્ત્રના છિદ્રમા સજેલા પાચ બાણો મારીને તેના ઉપરનુ નિશાન જે રાજા તોડશે તેને મારી બહેન પરણશે."

રાજાઓ બધા દ્રૌપદીનો હાથ મેળવવા માટે આકુળ વ્યાકુળ થઈ ગયા હતા. દુર્યોધન અને તેના ભાઈઓ કર્ણની સાથે ત્યા હાજર હતા; શકુનિ ગધારથી આવ્યો હતો; અશ્વ થામા અને વિરાટ પણ હાજર હતા; ચેકિતાન, ભગ દત્ત વગેરેને પણ આશા ઓછી ન હતી; ક્રષ્ણ અને શલ્ય પણ આવ્યા હતા; શિશુપાળ અને જરાસધનો ગર્વ પણ તેમને ત્યા જ ખેચી લાવ્યો હતો.

ધૃષ્ટદ્યુમ્નના વચન સાંભળ્યા પછી રાજાઓ એક પછી એક પોતાનુ પરાક્રમ દેખાડવા લાગ્યા. પણ કોના ભાર છે કે ધનુષ ચડે! ધનુષને નમાવી તેના પર દોરી ચઢાવવા જાય કે ધનુષની અણી એવી તો જોરથી લાગે કે રાજા બેભાન થઈ જમીન પર પડે; તેનો મુગટ ક્યાંનો ક્યા જાય, ઘરેણાનુ ઠેકાણુ ન રહે અને થોડી વારે ભાન આવે ત્યારે નીચે મોએ પાતાને સ્થાને જાય. શિશુપાળ જેવો રાજા ધનુષ ચઢાવવા લાગ્યો ત્યા ગોઠણભર પડ્યો એટલે નાસી ગયો; મહારાજ શલ્ય આવ્યા તેમની પણ એ જ દશા થઈ;

મહાવીર જરાસંધ પડ્યો ત્યારે તેના પગ છોલાઈ ગયા.

આવી પરિસ્થિતિમા રાધાનો પુત્ર કર્ણ ઊભો થયો અને ધનુષની પાસે ગયો. તેની કાંતિ મનોહર હતી; તેની ચાલમા ગૌરવ હતુ, તેના મુખ પર સંપૂર્ણ આત્મવિશ્વાસ હતો. કર્ણે ધનુષને હાથ અડાડ્યો ત્યા જ સૌને થયું કે નિશાન પડ્યુ

પણ કર્ણના નસીબમા દ્રૌપદી ન હતી.

દ્રૌપદી તો દ્રુપદની પુત્રી, દ્રૌપદી તો મહા સમર્થ ધૃષ્ટદ્યુમ્નની બહેન; દ્રૌપદી તો અગ્નિમાથી જન્મેલી; દ્રૌપદી તો વીર ક્ષત્રિયાણી.

કર્ણને ધનુષ ચડાવતો જોયો કે તરત જ તે બોલી ઊઠી. "હુ સૂતપુત્રને વરવાની નથી "

આ શબ્દો કાને પડ્યા કે કર્ણ આખો સડસડી ઊઠ્યો. તેજસ્વી કર્ણ, અંગ દેશનો રાજા કર્ણ, શસ્ત્રાસ્ત્રમા શ્રેષ્ઠ કર્ણ, કવચકુંડળનો ધારણ કરનાર કર્ણ, ઝંખવાણો પડી ગયો ! તેનું સર્વ પરાક્રમ થીજી ગયુ, તેના ગાત્રો શિથિલ થયા, તેની ઇંદ્રિયો ઘડીભર બહેર મારી ગઈ! 'સૂતપુત્ર' 'સૂતપુત્ર' એ શબ્દો ફરીફરી તેના કાને અથડાવા લાગ્યા. બ્રાહ્મણ અને ક્ષત્રિયકુળના આ લોહીના કિલ્લાઓ તોડી પાડવાનો વિચાર એક ક્ષણ તેના મનમાથી પસાર થયો.

પણ એટલામા તો કર્ણનું શરીર તેના સ્થાન પર આવીને બેસી ગયુ

કર્ણ પરશુરામ સામે જોઈ બોલ્યો "બાપુ! કહોને? કેમ અટકી ગયા?"

"ના, ના"

"કહો, જે કહેવુ હોય તે."

"એક જ કહેવુ છે સાંભળીશ? થરથરે છે શા માટે? તારી આખમા આ વિહ્વળતા શા માટે? તારા મો પરથી લોહી શા માટે ઊતરી જાય છે?"

"એ તો આપને અમસ્તુ એમ લાગે છે મને કશું નથી આપ સુખેથી કહો."

"એક જ કહેવુ છે જો મારો સાચો શિષ્ય હો તો ક્ષત્રિયોનુ બીજ પૃથ્વીમાથી કાઢી નાખજે

"બાપુ!"

"બાપુ નહિ, પણ ક્ષત્રિયોનો કાળ. જો આ મારો પરશુ આ પરશુથી મે એકવીશ વાર પૃથ્વીને નક્ષત્રી કરી હતી. મારૂ નામ સાભળે ત્યા ક્ષત્રિયાણીઓના ગર્ભપાત થાય એવો મારો ત્રાસ!"

"છતા બાપુ, ક્ષત્રિયો રહ્યા તો ખરા"

"એ જ મને સાલે છે એકવીશ એકવીશ વખત ક્ષત્રિયોના કુળોનો ઉચ્છેદ કરી નાખ્યો, અને જેમ દાવાનળ આખાં જગલોના જગલો ભસ્મ કરી નાખે તેમ તેમનો હ્રાસ કર્યો, છતા તેમનુ બીજ તો હતુ તે રહ્યુ જ!"

"બાપુ!"

"સાભળ. એકવીશ એકવીશ વાર મે ધાવણા ક્ષત્રિય

" ઠીક છે ત્યારે. "

" અહીં આપ મારા ખોળામા જ સૂઈ જાઓ. "

* * * *

" બેટા, બેટા ! મને ફોસલાવ નહિ. તુ બ્રાહ્મણ જ છે તારા દેહ ઉપર ગાયત્રીનુ તેજ છે મને એક વાર ફરીથી કહે કે હુ બ્રાહ્મણ છુ એટલે બસ, મારે બીજુ કશુ નથી જોઈતુ.... તુ જરાયે કજુસ નથી એ તો મને ગમતુ જ નથી તારી ઉદારતા જોઈને મને પણ આશ્ચર્ય જ થાય છે ! પણ વળી થાય છે કે બ્રાહ્મણોએ આખી પૃથ્વી ક્ષત્રિયોને અર્પણ કરી દીધી તે ઉદારતા કયા ઓછી હતી ?.. તારૂ મોઢુ બ્રાહ્મણ જેવુ છે તારી કાંતિ કેટલી બધી મોહક છે ! તારા કવચકુંડળ એ તો કોઈ બ્રાહ્મણની ઉપાસનાનુ ફળ છે તુ બ્રાહ્મણ જ છે પરશુરામની વિદ્યા બ્રાહ્મણ સિવાય બીજો પચાવી ન શકે "

પરશુરામ અર્ધ ઊંઘમા, અર્ધ જાગતમા પોતાના અતરને વ્યક્ત કરી રહ્યા હતા. કર્ણના ખોળામા તેમનુ માથુ હતુ, અને કર્ણ ફિક્કે હાથે તેમના શરીરને પંપાળતો હતો.

"બાપુ "

"આ લોહી ક્યાંથી ?"

"બાપુ ! આપ સૂઈ ગયા પછી અહીં એક ભમરો ફરતો ફરતો આવ્યો."

"પછી ?"

"પછી તે ભમરો મને સાથળમા કરડ્યો."

"તે એને ઉડાડી કા ન નાખ્યો ?"

"મે તેને ઉડાડવાની ઘણી મહેનત કરી જોઈ પણ તે તો મારા સાથળને કોતરીને ઊંડા ઊંડા ઊતરવા લાગ્યો, ને જુઓ આ સાથળને સોંસર વીંધ પાડી દીધો."

"સોંસર વીંધ, અને છતાં તું ન બોલ્યો, ન ચાલ્યો?"

"આપના આરામમા ભગ પડે તેથી હુ એમ ને એમ બેસી રહ્યો"

પરશુરામ સાભળી રહ્યા. તેમનુ મન ઊંડુ ઊતરી ગયુ ક્ષણભર તેમની આખો પર પોપચા પડી ગયા. ઘડીક પછી તેમની આંખો ઊઘડી—એ આખોમાથી અ ગારા વરસું વરસુ થઈ રહ્યા હતા. "સાચુ બોલ, તુ કોણ છે ?"

"મહારાજ ! આમ કેમ પૂછો છો ? હુ આપનો શિષ્ય "

"પણ તારી જાત શી ?"

"બ્રા....હ્મ ણ"

"સાચુ બોલ. તુ બ્રાહ્મણ નથી, જલદી કહી દે. નહિતર હમણા બાળીને ભસ્મ કરી દઈશ."

કર્ણ હબકી ગયો. તેના આખાયે શરીરે પરસેવો વળવા માંડ્યો; તેની આંખે અંધારાં આવવા લાગ્યાં; તેના ગાત્રો શિથિલ થઈ ગયાં; તેનું ગળું રૂંધાવા લાગ્યું; તેની જીભ ભાષાને જ જાણે ભૂલી ગઈ

"જલદી જવાબ આપ, નહિતર. "

"મહારાજ! હું સારથિપુત્ર કર્ણ છું "

"હે હે! સારથિપુત્ર? ધિક્કાર છે તને. તે મારી બ્રહ્મવિદ્યાને અભડાવી. તે મને ભારે છેતર્યો. હું બ્રાહ્મણપુત્ર છું એમ કહેતાં તારી જીભ તૂટી કેમ ન પડી?"

"મહારાજ! મારો અપરાધ ક્ષમા કરો. અર્જુન તરફ વેરબુદ્ધિથી પ્રેરાઈને હું આપની પાસે આવ્યો. આપની કૃપાને હું કદી નહિ વીસરૂં "

"અને હું પણ મોટો મૂરખ કે તું બ્રાહ્મણપુત્ર છે એમ મે માન્યા જ કર્યું! આજે મને સ્પષ્ટ દેખાય છે કે તું બ્રાહ્મણપુત્ર હો જ નહિ"

"મહારાજ! મને માફ કરો. મારી ભૂલ માટે મને ક્ષમા કરો."

"કર્ણ! તું ઠીક કહે છે ક્ષમા આપવી એ મારો બ્રાહ્મણનો ધર્મ છે એ પણ હું સમજું છું માણસ વેરબુદ્ધિથી પ્રેરાય ત્યારે એ વેરને તૃપ્ત કરવા માટે શું શું કરે તે પણ મને સમજાય છે; પણ આટલા વર્ષો પછી મને એક અધિકારી બ્રાહ્મણશિષ્ય મળ્યો અને એ ઉપર મે જે આશાના મહેલો બાંધ્યા હતા તે બધા આજે તૂટી પડે,

છે, તેનો મને આઘાત થાય છે એકવીશ વાર પૃથ્વીને ઉજ્જડ કરીને અહીં આવ્યો ત્યારે જીવન આખુ વેરાન જણાતુ હતુ, તે તુ આવ્યો ત્યારે ઘડીભર હીલુ થયુ પણ નહિ, જગતના ઈશ્વરી સંકેતની વિરુદ્ધ આશા રાખનારા લોકોની આશાઓ આ પ્રમાણે જ તૂટવી જોઈએ એમ મને સમજાય છે ”

“ મહારાજ ! મને માફ કરો. કાલને બદલે આજે જ વિદાય લઉં છુ ”

“ કર્ણ, કર્ણ ! માફ કરવાનુ મન તો ઘણુય થાય છે પણ કરી શકતો નથી મે તને વહાલા દીકરા જેમ રાખ્યો છે, રાતના તુ ઊંઘમા હો ત્યારે તારા કાનમાં મારા રહસ્યો રેડ્યાં છે; આ બધુ મારૂ વેર તૃપ્ત કરવા માટે. તુ ન આવ્યો હોત તો આજ સુધીમા તો હું તપશ્ચર્યામા કેટલાયે આગળ વધ્યો હોત ”

“ પ્રભો ! મને કોઈ રીતે માફ કરો. ”

“ માફ તો છે જ, તને દીકરો ગણ્યો ત્યારથી ”

“ પ્રભો ! આશીર્વાદ આપો એટલે ચાલતો થાઉં ”

“ શાપ માન કે આશીર્વાદ માન, મારા દિલમાથી એક જ વાત બહાર આવે છે મારી આપેલી વિદ્યાને તુ અંત સમયે ભૂલી જઈશ. ”

“ પ્રભો ! ક્ષમા, ક્ષમા ! આપને આ ન ઘટે. ”

“ કર્ણ ! સાંભળ. તારો કાળ આવશે ત્યારે રણભૂમિ પર તારા રથનુ પૈંડુ પૃથ્વી ગળવા લાગશે અને તારી

વિદ્યા સરી પડશે."

"પ્રભો! બસ કરો, બસ કરો! હવે હદ થઈ"

"જા, સુખેથી તારે ઘેર જા મારૂ દિલ પણ આજે હળવુ થાય છે જે વેરને મે આજ સુધી વહાલા દીકરાની જેમ સેવ્યુ છે તે વેરે જ મારા આખાયે જીવનને ખારૂ કરી નાખ્યુ છે મને આશા હતી કે એ વેરનો વારસો તને સોપીને હુ જપીશ. પણ એવો જપ પ્રભુ કોને આપે છે? આજે જેમ તને વળાવુ છુ તેમ આ વેરને પણ વળાવુ છુ કર્ણ! મારામારીથી અને કાપાકાપીથી હૃદયની અને વિશ્વની શાંતિ શોધનારા તમામ લોકોને જણાવજે કે પરશુરામે એવી શાતિના બાચકા ભરી જોયા છે અને પરિણામે અશાતિ જ મળી છે તારે પણ અર્જુનને મારવો છે એટલે ત્યા સુધી આ વાત નહિ સમજાય. પણ યાદ રાખજે; તારા દુર્યોધનને, તારા દુ:શાસનને, અર્જુનને, ભીમને અને ખુદ યુધિષ્ઠિરને પણ આ વાત સમજ્યે જ છૂટકો છે પછી તે આજે સમજાય કે મારી માફક લોહીમા હાથ ખરડ્યા પછી સમજાય."

"બાપુ! રજા લઉં છું. મારા પર અમીદૃષ્ટિ રાખજો."

"અમીદૃષ્ટિ તારા પર અને મારા પર પ્રભુની. તને અહી લાવીને મારા હૃદયનુ અધારૂ દૂર કરવાનો પ્રભુનો આશય હશે. જા, રાધા તારી વાટ જોતી હશે."

# જનેતા પાસે

મહેલ પાસેના એક લતામંડપમાં કર્ણ ઊભો ઊભો ઇષ્ટમંત્રનો જપ કરતો હતો. દરરોજ મધ્યાહ્ન સુધી આ પ્રમાણે લાંબો જપ કરવાનો તેનો રિવાજ. કર્ણ આંખો મીંચીને માળા ફેરવતો હતો તે દરમિયાન એક સ્ત્રી તેની પાછળ લપાઈને ઊભી રહી. સ્ત્રી ઉંમરે વૃદ્ધ હતી, તેના માથાના વાળ ધોળા હતા, તેને શરીરે કરચલી પડી હતી, છતાંયે તેની આંખનું તેજ તો કોઈ વીરાંગનાને પણ શરમાવે તેવું હતું.

મધ્યાહ્ન ઊતર્યા, કર્ણનો જપયજ્ઞ પૂરો થયો. અને પાછું વાળીને જુએ તો એક સ્ત્રી ઊભેલી.

"તમે કોણ છો?" જરા નિહાળીને કર્ણ બોલ્યો. "ઓહો, કુંતી! તમે ક્યાંથી? કેમ આવ્યા છો?"

"બેટા! એક વસ્તુ માગવા માટે આવી છું."

"શ્રીકૃષ્ણની ફોઈ અને વીર અર્જુનની માતા મારા જેવા સૂતપુત્રની પાસેથી શાની અપેક્ષા રાખે છે?"

" બેટા ! હું વીર અર્જુનની મા છું તેવી જ સૂત-પુત્ર કહેવાતા કર્ણની પણ મા છુ તુ રાધાનો પુત્ર નથી પણ મારો પુત્ર છે " કુંતી બોલ્યા.

" નહિ, નહિ મારાં મળમૂત્ર ઊસડનાર અને મારા એંઠના પર જીવનાર રાધા માતી મા નહિ, એમ બોલું તે દિવસે તો આ આકાશ ફૂટી પડે " કર્ણ બોલ્યો.

" બેટા ! સાભળવું છે તારે ? હું કુંતીભોજ રાજાની પુત્રી. કુંતીભોજને ત્યા કેટલાયે મહાપુરુષો અતિથિ તરીકે આવે, તેમની સેવા કરવાનું સદ્દભાગ્ય મને મળ્યું હતું "

" કુંતી ! આ તમામ હકીકત મને મળી ચૂકી છે હજી ગઈ કાલે જ શ્રીકૃષ્ણ મને રથમા બેસારીને લઈ ગયા હતાં ત્યારે આ તમામ હકીકત તેમણે વિસ્તારથી કહી છે તમારે બીજી કઈ વાત કરવાની હોય તો કરો એ હકીકત હું સાભળુ છું ત્યારે મારા રૂંવાડા ઊભા થાય છે " કર્ણના અવાજમાં ફેર પડવા લાગ્યો.

" કર્ણ ! જરા ધીરો થા. તને ક્રોધ આવે તો મને જે કરવું હોય તે કરજે, હું મૂંગે મોએ સહી લઈશ. પણ મારૂ કહેવું તો સાભળ ! મે એકેય દીકરી જણી નથી, નહિતર તો આજ સુધીમા મારા હૃદયને ખાલી કર્યું હોત. આજે આટલા વર્ષે તને મળુ છું, ત્યારે મારા અંતરમા કઈ કઈ થાય છે મને વાત કરી લેવા દે, એટલે હૈયાનો ભાર ઓછો થાય. "

" ઠીક કહો. "

"કુંતીભોજને ત્યાં એક વાર દુર્વાસા ઋષિ પધાર્યા. મારી સેવા ચાકરીથી પ્રસન્ન થઈ તેમણે મને પાંચ મંત્રો આપ્યા અને કહ્યું 'આ મંત્રથી તું જે દેવનું આવાહન કરીશ તે દેવ હાજર થશે. જગતમાં સ્ત્રીમાત્રનું હૃદય જે એક વસ્તુને માટે નિરંતર તલસી રહ્યું હોય છે તે વસ્તુ તને આ મંત્ર દ્વારા પ્રાપ્ત થશે."

"પછી ?"

"હું તો હતી કુંવારી. સ્ત્રીઓનું હૃદય કઈ એક વસ્તુને ઝંખે છે તે તો જાણું પણ નહિ, એટલે મારૂં કુતૂહલ ખૂબ વધી પડયું. એક મંત્રનો પ્રયોગ કરી મેં ભગવાન સૂર્યનારાયણનું આવાહન કર્યું."

"પછી ?"

"તેજસ્વી સૂર્યનારાયણ હાજર થયા. હું તો કશું સમજી નહિ, પણ મારા હૃદયમાં ભારે મોટું તોફાન ચાલી રહ્યું હતું. સૂર્યે પૂછ્યું 'મને શા માટે બોલાવ્યો છે ?' મેં તો કહ્યું 'આપ પાછા જાઓ.' હું ડરી ગઈ હતી. મારા શરીરમાં લોહી ઊછળતું હતું, અને મારાં અંગો ફાડ઼ફાડ઼ થતાં હતાં."

"પછી ?"

"પછી, પછી કાંઈ નહિ." કુંતી પગ વડે જમીન ખોતરવા લાગી.

"પછી ?"

"પછી તું આવ્યો."

"પછી ?"

"પછી પછી તને છોડ્યો. રેશમી રૂમાલમા વીટી તને પેટીમા મૂક્યો ત્યારે મે આંખ આડા હાથ દઈ દીધા અને દાસીએ પાટા બાંધી દીધા."

"પછી ?"

"પછી ? પછી મારો અધિકાર ઊઠ્યો અને તારી રાધાનો અધિકાર બેઠો."

"પછી ?"

"બેટા ! હજીયે 'પછી પછી ?' કહીને શા માટે મને હસે છે ?"

"તો હવે તમે આજે શું માગવા આવ્યા છો ?"

"એક વસ્તુ માગવા આવી છુ તું આ મારી છાતીમા પાછો આવ અને મને મા કહીને બોલાવ !"

"કુતી, કુતી ! આવું માગતા શરમ નથી આવતી ? જે સ્ત્રી પેટના દીકરાને નદીમા વહેતો મૂકતા આચકો ન ખાય ન આજે આવીને મા થવા જાય, તે યોગ્ય છે ?"

"બેટા કર્ણ ! એમ ન બોલ. તને સ્ત્રીના જીવનની ખબર નથી"

"તમને કોણે કહ્યું હતું કે આ માર્ગે ચાલો ?"

"ને કુવારી અવસ્થા ભોગવી નથી, એ અવસ્થાના થનગનાટ તે અનુભવ્યા નથી. એ અવસ્થા જ માણસને કેટલું વિહ્વલ કરી નાખે છે તેનો તને ખ્યાલ નથી."

"એ તો ભલેને ગમે તેમ થયું પણ પછી મારો

ત્યાગ કરવાનો તમને શો અધિકાર હતો? જે માતાઓ પોતાના બાળકનો સર્વાંગસુંદર વિકાસ ન કરે તેમને માતા થવાનો જ શો અધિકાર છે?" કર્ણ ગરમ થયો

"બેટા! તારી વાત તો સાવ સાચી છે પણ સ્ત્રી માતા થાય છે તે કાંઈ પોતાની બુદ્ધિથી અંકગણિતની ગણતરી કરીને થાય છે? એમા તો પ્રાણીમાત્ર અંદરના કોઈ ધક્કાને વશ થઈને વર્તે છે, અને માબાપોનો ધર્મ, અધિકાર, વિકાસ એ બધી વસ્તુઓ તો પાછળથી નિપજાવવી પડે છે"

"પણ તમે મારો ત્યાગ કર્યો એ વસ્તુ તો હું ભૂલી શકતો જ નથી"

"બાપુ! એ ભુલાય તેવી નથી પણ એનો દોષ તારે સમાજને દેવો જોઈએ. આપણો સમાજ આવી ભૂલોને ઠામ દેવા તૈયાર થાય છે એટલે તો મારા જેવી માતાઓને આવા માર્ગો લેવા પડે છે સમાજ ભૂલો થાય જ નહિ એ માટે ચાપતા ઉપાયો લે, પણ ભૂલ થયા પછી ઉદ્ધાર દૃષ્ટિથી તેનો ઉકેલ લાવે તો સમાજના કેટલાયે ખાનગી પાપો એની મેળે નિવૃત્ત થાય."

"પણ કુંતી! તમે મારુ તો ભૂડું જ કર્યું છે જન્મથી ક્ષત્રિયપુત્ર હોવા છતા હું સૂતપુત્ર કહેવાયો તે તમારા પાપે!"

"જરૂર; એ વાત તો હજીયે મને ખાએ છે પાંડવ કૌરવની પરીક્ષા વખતે તુ અર્જુનની સામે દ્વંદ્વ યુદ્ધમા

ઊતર્યો અને કૃપાચાર્યે તેમ જ ભીમે 'તારું કુળ તથા ગોત્ર જણાવ.' એમ કહી તને હલકો પાડ્યો ત્યારે મને મૂર્છા આવી હતી એ તને ક્યાંથી ખબર હોય? દ્રૌપદીના સ્વયંવરમાં ધનુષ ચડાવવા તું ઊભો થયો ત્યારે દ્રૌપદીએ 'હું સૂતપુત્રને વરવાની નથી' એમ કહ્યું એ સમાચાર સહદેવે મને આપ્યા ત્યારે મારું હૈયું કેવું વલોવાયું હશે તેનો તને શો ખ્યાલ હોય? બેટા! તારે સૂતપુત્ર થવું પડ્યું તે મારા કર્મને લોગે તેમાં શંકા નથી પણ આજે હવે એ બધું ભૂલી જા અને આ ખોળામાં પાછો આવ."

"કુંતી! તમારી વાત હું સમજું છું આજે કોણ જાણે કેમ પણ મારા જીવનભરનો રોષ ઊતરી જાય છે પણ હું ફરીથી તમારો થાઉં એ બને તેવું નથી. રાધાએ મને સગી માતાના વહાલથી ઉછેર્યો છે આ સૂતજાતિમાં હું પરણ્યો છું અને મારે છોકરા થયા છે એ તમામ સ્નેહ-સંબંધોનો ત્યાગ કરી કુંતીપુત્ર થવું મારા માટે અશક્ય છે"

"બેટા! એમ ન બોલ. તારી રાધાને હું પગે પડું-જેવી મારી દ્રૌપદી એવી જ મારે તારી સ્ત્રીઓ. તું યુધિષ્ઠિરનો મોટો ભાઈ પાંચે પાંડવો તારી સેવા કરે અને યુદ્ધને અંતે તું ભારતવર્ષનો રાજા થા ત્યારે કુંતીને તૃપ્તિ થાય. તું રાજા થવાને જ જન્મ્યો છે"

"કુંતી, કુંતી! તમે કહો છો તે ગમે તેવું સારું દેખાતું હોય તો પણ મારા માટે આજે તે અશક્ય છે ભારતવર્ષનો રાજા તો ક્યાં યુધિષ્ઠિર અને ક્યાં દુર્યોધન."

"ના ના, કર્ણ ! યુધિષ્ઠિર તો તારે પડખે ઊભો રહીને ચમ્મર ઢાળે એ જોવા હું ઇચ્છું છું અને તારા જેવા અને અર્જુન જેવા વીર મારા દીકરાઓ હોય ત્યા દુર્યોધનને માટે તો રાજ્યની આશા જ ક્યા છે ?"

"કુંતી ! માફ કરો. તમે તમારા સ્વાર્થના માર્યા મને અધર્મ તરફ લઈ જવા માગો છો. જે વખતે આખા હસ્તિનાપુરમા બધા મને 'સૂતપુત્ર સૂતપુત્ર' કહીને હડધૂત કરતા હતા તે દિવસે દુર્યોધને મને અંગ દેશનો રાજા બનાવ્યો; જ્યારે ભીષ્મ, દ્રોણ અને વિદુર સરખા મહાત્માઓ પણ મને કાગડો કહીને મારો તેજોવધ કરતા ત્યારે દુર્યોધને મને પોતાની પાખમા રાખી મૈત્રી દીપાવી; જ્યારે યુદ્ધ કરવું ન કરવું એ બાબતની વાટાઘાટ ચાલતી હતી ત્યારે મારી મૈત્રીના બળે દુર્યોધને શ્રીકૃષ્ણને પાછા વળાવ્યા અને યુદ્ધનો સ્વીકાર કર્યો. આજે એ દુર્યોધનની મૈત્રીના પાશને તોડીને હું ફરીથી તમારો થાઉં એમા તમારી શી શોભા છે ? તમે તો પાંડવોના સ્વાર્થથી આંધળા થયા છો એટલે આવી માગણી કરો છો. પણ તમને ખબર નથી કે હજીયે અર્જુન શ્રીકૃષ્ણની મૈત્રી છોડી શકે પણ કર્ણ દુર્યોધનની મૈત્રી છોડી શકે તેમ નથી."

"બસ, મને આમ એકાએક નિરાશ કરીશ ?"

"કુંતી ! બીજો રસ્તો નથી."

"રસ્તા તો કાઢવા હોય તો ઘણા છે પણ તારે કાઢવા નથી. રણક્ષેત્રમા તું જ તારા હાથે તારા માના

જન્મ્યા ભાઈઓનો વધ કરીશ તે વખતે તારું અંતર ચિરાઈ નહિ જાય ? તારો હાથ યુધિષ્ઠિરને મારતા ઊપડશે ? નકુળ ને સહદેવ જેવા મારા કોમળ કુમારોને તું હણીશ ? કર્ણ ! જરા વિચાર કર. તું તો આ બધું કરીશ, પણ તમને બધાને એક જ પેટમાં સંઘરનારી આ કુંતીનું તે દિવસે શું થશે, તેનો વિચાર કર્યો છે ? "

" કુંતી ! એ તો રણસંગ્રામનો મામલો છે ક્ષત્રિયો આવી બાબતોથી ડરતા નથી "

કુંતી બે ડગલા આગળ આવી ઘૂંટણિયે પડી; તેનો હાથ કર્ણના ગોઠણ પર મુકાયો.

" બેટા કર્ણ ! મારી સામે જો. તારી પાસે કોણ આવ્યું છે તે ખ્યાલમા છે ? "

" હા, તમે કુંતી. "

" હવે એવું તટસ્થ નામ ન વાપર. હું કુંતી તારી મા છું તારે રણસંગ્રામમા ઘૂમી તારા જ ભાઈઓનો વધ કરવો હોય તો પહેલા મને મારીને જ અહીથી જા, એટલે એ જોવાનો મારે વારો ન આવે. તારો ધર્મ-અધર્મ, તારી મૈત્રી, તારું ક્ષત્રિયપણું, બધા આ તારી માની સામે ટકી રહ્યાં છે એ જ મને આશ્ચર્ય થાય છે નહિતર તો માતાની આંખનું એક આંસુ આ તમામને ભૂસી નાખવા સમર્થ છે કર્ણ ! મારી સામે જો. ઉપર તારા પિતા બેઠા છે એ પિતાની સાક્ષીએ તારી પાસે માગુ છુ ' કર્ણ ! પાંડવોને સંગ્રામમા ન મારવાનું મને તું

વચન આપ ”

કર્ણ મૂંગો રહ્યો.

“ કર્ણ! બોલ, મને જવાબ આપ. ”

“ કુંતી! મને જવા દો ”

“ એમ જવાય નહિ. તારી માતાને આટલીશી ભિક્ષા આપ્યા વિના જવાય નહિ. ”

“ કુંતી! જાઓ, નકુળસહદેવને હું નહિ મારૂ ”

“ એ તો છે જ નકુળસહદેવ પર તારા જેવો ધનુર્ધારી હાથ અજમાવે એ તો હલકુ ગણાય. એ કાંઈ તારા સમોવડિયા છે? એમા તે મને આપ્યું શું? ”

“ કુંતી! નકુળસહદેવને તો નહિ જ મારૂં, પરંતુ ભીમને પણ હું છાડીશ. ”

“ ભીમને! કયા તું અને કયા ભીમ! ભીમનું શરીર મોટું એટલે તે મોટો થઈ ગયો? ભીમનું તો ગાડું કામ. તારી વિદ્યા ભીમ પામે નથી, એટલે એને મારવામા તને રસ જ ન પડે. હું તો કહું છુ કે મારી માગણીનો વિચાર કરીને બોલ. ”

“ કુંતી, કુંતી! હવે બસ કરો. મારા દિલમા કંઈ કંઈ થાય છે આ છેલ્લું કહી દઉ છું, હું યુધિષ્ઠિરને પણ યુદ્ધમા નહિ મારૂ જાઓ, હવે માગો તો તમને તમારા કર્ણના સોગન છે ”

“ બેટા! છેવટ મારો થયો? પણ મારી માગણી તો અધૂરી જ છે હું તો માગુ છું કે તારે અર્જુનને ન

મારવો."

"કુંતી! એ માગણી લેવી હોય તો તમે તમારે પોતાને હાથે મને ઠાર કરો એટલે બસ. અર્જુનને ન મારવાનું વચન આપવું એ મારૂં વિનાશકો મોત છે એમ નક્કી સમજો. બે દિવસ પછી જે યુદ્ધ થવાનું છે તે પાંડવો અને કૌરવો વચ્ચે નથી, પણ મારી અને અર્જુનની વચ્ચે છે મારા પર તો દુર્યોધને આખા યુદ્ધનું મંડાણ કર્યું છે એ હું તમને આવું વચન આપું તે કરતાં પ્રાણત્યાગ થાય એ જ વધારે બહેતર છે કુંતી! જાઓ."

"બેટા! આ ચાલી. હું આવી હતી તને લઈને પાંચ પાંડવોના છ પાંડવો કરવાની આશાથી. આ જાઉં છું પાંચ પાંડવોના ચાર પાંડવો થશે એવા સમાચાર લઈને. બેટા કર્ણ! દીકરાઓ માતાઓને આવી જ રીતે જગતમાં સંતોષ આપશે કે? કેમ બોલતો નથી?"

"કુંતી! ઊભા રહો. એક વાત કહું છું રણમાં જો અર્જુન મરશે તો આ કર્ણ પાંડવોની સાથે મળશે. પણ ... પણ એ વિચાર જ નકામો છે આજે ઘડીભર કાળના પડને વીંધીને નજર નાખું છું ત્યારે મને દેખાય છે કે શ્રીકૃષ્ણ જેવા જેના સારથિ છે એવા અર્જુનનો જ વિજય છે, અને એને હાથે જ મારૂં મોત છે અસ્તુ! જે થવાનું હશે તે થશે. અર્જુન પડશે તો કુંતી હું તમારો ધર્મશ્ય હું પડીશ તો તો કંઈ કહેતો નથી પાંડવો પાંચના છ નહિ થાય તેમ ચાર પણ નહિ થાય, એટલું ચોક્કસ! બસ,

હવે તમે જાઓ."

"કર્ણ! એક વાત પૂછવાનું મન થઈ આવે છે, તો પૂછી લઉં?"

"ખુશીથી પૂછો."

"શ્રીકૃષ્ણને કાલે તેં કયું વચન આપ્યું?"

"શ્રીકૃષ્ણને? કશુંયે નહિ. કુંતી! શ્રીકૃષ્ણ મારી પાસે રાજદ્વારી પુરુષ તરીકે આવ્યા હતા. તેમની વાતોમાં મારી મહત્ત્વાકાંક્ષાને પોષણ મળે તેવું હતું. શ્રીકૃષ્ણે મારી સન્મુખ રાજપાટ ધર્યું, મુગટો ધર્યા, પ્રતિષ્ઠાને ધરી, ઐશ્વર્ય ધર્યું, સ્વર્ગ ધર્યું, તેને ખબર નહિ કે મારે મન દુર્યોધનની મૈત્રી પાસે આ બધાનો કશો હિસાબ નથી! કુંતી! એક વાત કહી લઉં? તમે આજે આ વચન લઈને જાઓ છો તેનું કારણ સમજ્યા?"

"શું, કહે જોઈએ?"

"તમે મા તરીકે છતી ગયા. તમને દીઠાં ત્યારે તો હું ક્રોધથી ધ્રૂજતો હતો, પણ તમારી પાસે મારો ક્રોધ ટકી ન શક્યો. કુંતી! જણનારી માના અંતરમાં કેટલું જોર છે તેની મને આજે જ ખબર પડી. મને આજે થાય છે કે પાંડવો અને કૌરવો વચ્ચે વિષ્ટિ કરવા શ્રીકૃષ્ણ આવ્યા તેને બદલે એ વિષ્ટિ તમે અને ગાંધારી લાવ્યાં હોત તો આ યુદ્ધ અટકત. રાજદ્વારી પુરુષો ગમે તેવી વિષ્ટિઓ ચલાવે તો પણ તેમના હૈયામાં યુદ્ધ રમતું હોય છે, એટલે તેમને હાથે જગતને શાંતિ મળવાની જ

નથી તેમના હોઠ ઉપર ગમે તેવા મીઠા શબ્દો હોય' તોયે એ શબ્દોના ગર્ભમાં જ ઝેર હોય છે કુંતી, કુંતી! જગતના તોફાનો કોઈ પણ દિવસ શમવાનાં હશે તો તે અમારા જેવા યોદ્ધાઓથી નહિ શમે, કે શ્રીકૃષ્ણ જેવા રાજદ્વારી પુરુષોથી પણ નહિ શમે. એ તોફાન, એ રબાડ, એ અરાજકતા, એ વેરઝેર શમશે જગતની માતાઓથી—એની મને આજે ખાતરી થઈ ગઈ છે જગતને આવાં મહાભારતોમાંથી ઉગારી લેવા માટે નથી વીરોની જરૂર, નથી ચાલાક રાજદ્વારીઓની જરૂર, નથી સાહસિક વેપારીઓની જરૂર, નથી મોટા હુન્નરીઓની જરૂર. જરૂર છે માત્ર એક માતાની. પણ આજે હવે એ બધું વ્યર્થ છે યુદ્ધનો ઘંટ તો વાગી ચૂક્યો છે અને કાળ સૌને બોલાવે છે કુંતી! તમે જાઓ, બહુ મોડું થશે."

કુંતી ઘૂંટણિયે પડી હતી તે ઊભી થઈ તેણે કર્ણનું માથું સૂંઘ્યું, કર્ણે ધીમેથી કુંતીના પગનો સ્પર્શ કર્યો, અને માદીકરો એકબીજાને જોતા જોતા છૂટા પડ્યા.



# દાનેશ્વરી

કર્ણ પોતાના લતામડપમા ઊભો ઊભો જપ કરતો હતો. માથે સૂર્યનારાયણ તપતા હતા. માણસે આવીને કહ્યું "મહારાજ! દરવાજે કોઈ બ્રાહ્મણ આવીને ઊભો છે, તે અદર આવવાની રજા માગે છે"

કર્ણના મો પર આનદ ઝળક્યો; તેના શરીરમા નવું જોર આવ્યું "જાઓ, એ મહાત્માને લઈ આવો."

થોડી જ વારમા કર્ણના આસનની પડખે એક બ્રાહ્મણ ખડો થયો. તેનું શરીર નાનું હતું, તેની આંખોમાં ચપળતા હતી, તેના ઉઘાડા ખભા પર જનોઈ હતી, ડોકમા રુદ્રાક્ષની માળા હતી, હાથમા નાનું એવું કમડળ હતું

"પધારો, પધારો; મહારાજ!"

"કર્ણ!"

"શી આજ્ઞા છે, મહારાજ! આપ મારી સન્મુખ પધારો એટલે આપના દર્શન તો પામું!"

"રાજન! સન્મુખ તો પછી આવું; તું મને દે માગુ

તે આપવાનું વચન આપ, પછી." બ્રાહ્મણુ બોલ્યો.

"મહારાજ! આપ નથી જાણતા કે હું મધ્યાહ્ન સુધી જપ કરું તે દરમિયાન કોઈ પણ બ્રાહ્મણ આવીને ગમેતેવી માગણી કરે તે અવશ્ય સ્વીકારું છું?"

"મેં તારા માટે આવું આવું ઘણુંયે સાંભળ્યું છે એટલે તો આટલે દૂર આવ્યો છું."

"બોલો મહારાજ! શી ઇચ્છા છે?"

"ઇચ્છા? આમ ગણું તો જરાયે મોટી નથી છતાં મને ભય રહે છે કે મારી ઇચ્છા તૃપ્ત નહિ થાય."

"એમ? આપને એવો ભય છે કે કર્ણ પ્રતિજ્ઞાનો ભંગ કરશે?"

"મને ભય લાગે છે"

"તો આપ કર્ણને ઓળખતા નથી. કર્ણનું વચન મિથ્યા જશે તે દિવસે તો સૂર્ય પશ્ચિમમાં ઊગશે. આપ જે જોઈએ તે માગો."

"માગું? મને થાય છે કે હું હજી પાછો જ જાઉં; તું સુખી રહે."

"ના ના, માગો; જરાયે અચકાશો નહિ."

"કર્ણ! માગું? આ તારાં કવચ અને કુંડળ મને ઉતારી આપ." બોલતા બોલતા બ્રાહ્મણનું મોં ઝાંખુ પડી ગયું અને શરીરે પરસેવો છૂટ્યો.

કર્ણના મો પર હાસ્ય છવાઈ રહ્યું તેનાં રોમાંચ ખડા થયાં અને તે કવચકુંડળને ઉતરડવા લાગ્યો. સર્પને

કાંચળી ઉતારતા કેટલી વાર? શરીર આખે ઉઝરડા થયા; શરીર આખે લોહીની ધારો ચાલી. આકાશમાં સૂર્યનારાયણે એક નાનું શું વાદળું ઓઢી લીધું, મંડપના પક્ષીઓ કલમધુર ગાવા લાગ્યા; લતાઓએ પુષ્પો વેર્યાં; અને જોતજોતામાં કવચકુંડળ બ્રાહ્મણના હાથમાં આવ્યાં.

"લ્યો મહારાજ! આ કવચકુંડળ હવે તો પડખેથી સામા આવો?"

"મને શરીરે ઠીક નથી એટલે આ કવચકુંડળ લઈને જવા દે; મારે સન્મુખ નથી આવવું"

બ્રાહ્મણે વિદાય લીધી. કર્ણ તેની પાછળ પાછળ જોતો બેઠો. પેલો બ્રાહ્મણ થોડે દૂર ગયો ને અટક્યો. તે નીચી આંખે છાનોમાનો કર્ણની સામે જોતો હતો.

"મહારાજ! કેમ ઊભા રહ્યા? કાંઈ બીજી ઇચ્છા છે?" કર્ણે પ્રશ્ન કર્યો.

"આ દરવાજો બંધ છે"

"હું અહીંથી દરવાજો દેખું છું કે તે ઉઘાડો છે, આપ ખુશીથી પધારો. કોઈ રોકનાર નથી."

બ્રાહ્મણ તો વળી બે ડગલાં ચાલીને ઊભો.

"કેમ મહારાજ! આપ સુખેથી જાઓ"

"રાજન! મારા પગમાં ચાલવાનું જોર નથી રહ્યું"

"મહારાજ! આપને જ્યાં જવું હશે ત્યાં મારો રથ મૂકવા આવશે."

કર્ણે રથનો હુકમ કર્યો એટલે તુરત જ રથ હાજર.

થયો. પણ બ્રાહ્મણ તો ઊભો જ રહ્યો.

"મહારાજ! હવે પધારો. રથ તૈયાર છે"

બ્રાહ્મણના પગ રથ પર ચડવાને બદલે કર્ણ તરફ વળવા લાગ્યા. ફરી વાર તે કર્ણની પાસે આવીને નીચે મોએ ઊભો રહ્યો.

"કેમ મહારાજ! હજી કાંઈ આજ્ઞા છે?"

"હા, એક આજ્ઞા છે તું મારી પાસેથી કાંઈ માગ"

"મારા માટે આપનો આશીર્વાદ બસ છે આપ મારી સન્મુખ પણ ઊભા રહેતા નથી એટલા હું મારાં કમભાગ્ય સમજુ છું"

"કમભાગ્ય તો મારા છે, બાપુ! તે મને હજુ ઓળખ્યો નથી"

"મે આપને બરાબર ઓળખ્યા છે આપ અર્જુનના પિતા ઇંદ્ર છો."

"કર્ણ, કર્ણ! તે તો હદ કરી. હું ઇંદ્ર છું એ તને કેમ ખબર પડી?"

"આપ જેમ અર્જુનના પિતા છો તેમ સૂર્યભગવાન મારા પિતા છે તે આપ જાણો છો. આપ અર્જુનના કલ્યાણની ચિંતા રાતદિવસ કરો છો તેમ જ તે મારી ચિંતા કરે છે આપ બ્રાહ્મણવેશે મારી પાસે કવચકુંડળ માગવા આવવાના છો એમ સૂર્યભગવાને હજી કાલે જ મને સ્વપ્નમાં જણાવ્યું હતું"

"બેટા કર્ણ! તું આ શું બોલે છે?"

"દેવરાજ ! હું સાચુ બોલું છું બે દિવસ પછી જે મોટો રણયજ્ઞ થવાનો છે તેમા અર્જુનનો વિજય જ થાય એ માટે આપ આ કવચકુંડળ માગી ગયા છો એ મારી જાણુમા છે"

"કર્ણ ! તું આ શું બોલે છે ? હું ઇંદ્ર છું એ પણુ તું જાણુતો હતો ? અને હું આ અર્જુનને માટે લઈ જાઉં છું એ પણુ તું જાણુતો હતો ?"

"એ તમામ મને સૂર્યભગવાને જણુાવ્યું છે"

"અને છતાયે તે શા માટે આપ્યા ? યુદ્ધમા તને પણુ વિજયની આશા તો હશે જ"

"હશે નહિ, છે જ એ વિચારે તો મારે આપને ના જ પાડવી પડે મારા પિતા સૂર્યભગવાનની પણુ મને એવી જ સલાહ હતી. પણુ હું તો કર્ણ ! એક વાર મે પ્રતિજ્ઞા કરી કે જપકાળે આવેલ બ્રાહ્મણુ ખાલી હાથે પાછો ન જાય, તે ન જ જાય !"

"સૂર્યનારાયણે તો તને ના પાડી હશે ?"

"એ તો પાડે જ આપ અર્જુનને માટે આટલી જહેમત ઉઠાવી રહ્યા છો, ખોટો વેપ લીધો છે ને ખોટુ બોલો છો; એટલે પિતાના હૃદયને માગ કરતા તો આપ વધારે ઓળખો."

"કર્ણ !" દેવરાજ પગે પડતા બોલ્યા. "કર્ણ ! તું નમસ્કારને યોગ્ય છે સાચુ બોલી દઉં ? હું પહેલવહેલો તારી પાસે આવ્યો ત્યારે હું તારે પડખે ઊભો હતો. તારી સન્મુખ

ઊભા રહી તારૂં તેજ ઝીલવાની મારામાં તાકાત ન હતી. "

"હવે આપ સુખેથી પધારો; રથ તૈયાર છે"

"કર્ણ ! તું એમ માને છે કે મારા પગ દુખતા હતા એટલે હું જતો ન હતો, અથવા દરવાજો બંધ હતો ? દરવાજો તો આજે અદ્ધરનો પણ ઊઘડી ગયો છે"

"ત્યારે આપ કેમ જતા ન હતા ?"

"જવાય શી રીતે ? આ તારાં કવચકુંડળ ઉતાર્યાં ત્યારથી મારા હૃદય પર કેટલો મોટો અસહ્ય બોજો થઈ પડ્યો છે તેની તને શી ખબર પડે ? પારકાનું આણું અંતર માગીને ચાલી નીકળવું કેવું ભારે છે એનો અનુભવ લેવો હોય તો મારી પાસે આવ ને જો. દૈત્યને હણનારો ઈંદ્ર આજે એક ડગલું પણ આગળ મૂકી શકતો નથી."

"દેવરાજ ? મને શરમાવો નહિ."

"કર્ણ ! એક વાત પૂછું ?"

"જરૂર પૂછો."

"કવચકુંડળ ઊતરડતી વખતે મનમાં જરાયે સંકોચ થયો હતો કે નહિ ?"

"સંકોચ શાનો ? સંકોચ થવો હોય તો આપને થાય; મને શા માટે થાય ? મેં તો સૂર્યનારાયણને પણ જણાવી દીધું હતું કે ઇંદ્ર જેવા મારા આંગણે બ્રાહ્મણ થઈને માગવા આવે તેવું મારૂં અહોભાગ્ય ક્યાંથી ?"

"કર્ણ ! તારાં વચનો સાંભળું છું તેમ તેમ મારા દેહમાં દાહ થાય છે તને એમ ન થયું કે આ કવચ-

કુંડળ જશે તો હું અર્જુન સામે ટકી નહિ શકું ! એ વિચારથી પણ તે ના ન પાડી ?"

"અર્જુનની સાથે તો આજે જ મેં લડી લીધું એમ સમજો. અર્જુન હાર્યો છે જ્યાં દેવોના રાજાને પોતાને અર્જુનને વિજય અપાવવા માટે મારા જેવાનાં કવચકુંડળ ભીખવા પડે ત્યાં જ અર્જુનનો પરાજય છે! ભલે પછી સંગ્રામમાં તેનો દેહ મારા કરતાં વધારે ટકે આપ સુખેથી પધારો. અર્જુનને કહેજો કે 'હે આ હું તારા માટે વિજય લઈ આવ્યો છું હવે કર્ણનો દેહ અભેદ્ય નથી રહ્યો એટલે તારાં બાણો કામ કરશે."

"કર્ણ! મારી એક વિનતિ સાંભળીશ ?"

"આજ્ઞા કરો."

"આજ્ઞા તો આજ્ઞા. તું મારી પાસેથી કાંઈ માગ."

"માગું એક આપના આશીર્વાદ"

"એ ઉપરાંત કંઈ માગ."

"આપની પાસેથી બીજું કશું માગવાનું મન નથી."

"તું ન માગ ત્યાં સુધી મારાથી જવાશે નહિ કોણ જાણે શું છે કે કોઈ મને અહીં રોકી રાખે છે મારાથી ડગલું દેવાતું નથી મારા દિલમાં કોણ જાણે શું શું થઈ રહ્યું છે તું કાંઈક માગ."

"એમ હોય તો આપ જે આપવું ઘટે તે આપો."

"ના ના, એમ નહિ. તું માગ તો મારા જીવને શાંતિ વળે."

"તો ત્યારે સૂર્યનારાયણે સૂચવ્યું છે તે માગું! આપની પાસે અમોઘશક્તિ છે તે આપ મને આપો."

"કર્ણ! ઠીક સંભાર્યું; લે આ મારી અમોઘશક્તિ હાથ, તે ઠીક માગ્યું. આ અમોઘશક્તિનો એવો નિયમ છે કે તું જેના પર તેનો પ્રયોગ કરે તે એક માણસ તો મરે જ મરે; પછી તે ગમે તે હોય. ફક્ત તારાથી એક જ વાર એનો પ્રયોગ થઈ શકશે." એમ કહી ઇંદ્રે કર્ણને અમોઘશક્તિ આપી.

"બેટા! હવે આ કવચકુંડળનો ભાર હલકો થયો. હવે હું જઈ શકીશ. મેં તારા કવચકુંડળ ઉતરાવ્યાં એ વિચાર તો હજીયે મને સાલે છે, પણ તને આટલુંયે હું આપી શક્યો તેથી મને નિરાંત વળે છે. આ અમોઘશક્તિનો ઉપયોગ તો તું અર્જુનની સામે પણ કરી શકે છે અને તે એક જણની સામે અને એક વાર. લે હવે હું જાઉં છું. પરમાત્મા તારું કલ્યાણ કરો!"

ઇંદ્ર કર્ણનાં કવચકુંડળ લઈ ચાલતા થયા અને કર્ણ અમોઘશક્તિ લઈને મહેલમાં ગયો.



# કર્ણ સેનાપતિ

દુર્યોધનના તબૂમા એક કોચ પર મદ્રરાજ શલ્ય બેઠા હતા, સામે દુર્યોધન બેઠો હતો.

"મહારાજ દુર્યોધન! મને કેમ બોલાવ્યો છે? કઈ આજ્ઞા છે?"

"મહારાજ શલ્ય! આપ જાણો છો કે આપણું બળ હવે ધીમે ધીમે ઓછુ થતું જાય છે પિતામહ તો પડ્યા, પણ ગઈ કાલે દ્રોણાચાર્ય પણ પડ્યા. એ બે હતા ત્યા સુધી તો મારે બહુ જોવાપણું ન હતું આજે તો હવે સેનાપતિ કોને કરવા એ જ મોટો પ્રશ્ન છે"

"મહારાજ દુર્યોધન! આપના લશ્કરમા વીર યોદ્ધાઓનો ક્યા તોટો છે?"

"હુ આપને ટૂંકમા વાત કહી દઈશ. ગતના બે વાગ્યા છે અને પાચ વાગે તો યુદ્ધ શરૂ કરવું છે કર્ણને સેનાપતિ બનાવવાનો મે નિશ્ચય કર્યો છે"

"એ સૂતપુત્રને! આપને બીજો કોઈ ક્ષત્રિય ન

મળ્યો ?"

"મારે સૂતપુત્ર કે ક્ષત્રિયપુત્રનો સવાલ નથી મારે પાંડવોને હરાવવા છે, એટલે પાંડવોની સામે જે ટકી શકે તે મારો સેનાપતિ. એ નિર્ણય તો થઈ ચૂક્યો છે"

"નિર્ણય થઈ ચૂક્યો હોય તો પછી મને પૂછવાનું શું રહે છે ?"

"તમને પૂછવાનુ બીજુ છે"

"શું ?"

"કર્ણ અર્જુનનો પ્રતિપક્ષી છે કર્ણનો વિચાર છે કે આવતી કાલે અર્જુનને જ મારવો. પાંડવોનો આધાર બધો અર્જુન પર છે"

"કર્ણ તો ઠાગઠા છે એને તો 'હો હો' કરતાં જ આવડે છે"

"જરા સાભળો. અમસ્તા તો કર્ણ અને અર્જુન એકબીજાના બરોબરિયા જેવા ગણાય."

"તો પછી કાલે જ અર્જુનને મારીને કર્ણ આપનો અભિષેક કરાવે એટલે થયુ ભીષ્મને બદલે પહેલા દિવસથી જ કર્ણને સેનાપતિ કાં ન કર્યો ?"

"શલ્ય ! એમ ઉતાવળા ન થાઓ. આપણા બનેનો વખત જાય છે"

"તો મને જે કહેવાનુ હોય તે જલદી કહો."

"કર્ણ અને અર્જુન તો બરોબરિયા, પણ અર્જુનને તો પાછા શ્રીકૃષ્ણ રહ્યા."

"તો કર્ણનેય શ્રીકૃષ્ણ આપો. કર્ણની જાતમા બધા કૃષ્ણો જ ભર્યા છે!"

"શલ્ય! એમ ન બોલો. કર્ણનુ એવુ કહેવું છે કે જેમ શ્રીકૃષ્ણ અર્જુનનો રથ હાંકે છે તેમ મદ્રરાજ શલ્ય મારો રથ હાંકે તો કાલે કુંતીનો દીકરો જીવતો ન હોય."

"મહારાજ દુર્યોધન! આપના સિવાય કોઈ બીજાએ આ શબ્દો ઉચ્ચાર્યા હોત તો તેનુ માથુ ધડથી જુદું પડ્યુ હોત હું મદ્ર દેશનો રાજા છુ, મારે લડવુ તો હતુ મારા ભાણેજ નકુળ અને સહદેવના સાથમા, પણ આપની સાથેના સબંધને લઈને અહીં રોકાયો છુ કર્ણ જેવા સૂતપુત્રનો રથ મદ્રરાજ શલ્ય હાંકે એમ બોલતા આપને શરમ નથી થતી?"

"મહારાજ! ઉતાવળા ન થાઓ. અત્યારે વધારે વખત નથી. કર્ણને સેનાપતિ નહિ બનાવીએ તો આપણે કાલે જ હારવાના છીએ. તમે સારથિ ન થાઓ તો કર્ણ સેનાપતિ ન થાય. માટે તમે આ વાત સ્વીકારો."

"દુર્યોધન! એ મિથ્યાભિમાની, બીકણ, દાસીપુત્રના સારથિ થવુ મને મૃત્યુ સમાન લાગે છે"

"પણ શલ્ય! આ કૌરવરાજ દુર્યોધન તમને પગે પડીને માગી લે છે કે તમે આટલુ સ્વીકારો."

"દુર્યોધન, દુર્યોધન! જેને બદલે સેનાપતિ થવાને હું લાયક છુ તેવા મને આજે કર્ણના સારથિ થવાનુ કહેવામા આપ કેવળ અધર્મ કરો છો."

"એ અધર્મ મારે કરવો છે આ દુર્યોધન તમારે પગે પડે છે બોલો, સ્વીકારશો છો ?"

"એ કાગડાને મારી સાથે નહિ બને."

"એ હુ જોઈ લઈશ. તમે હા પાડો પછી બધુ થઈ રહેશે."

"દુર્યોધન ! એક સરત છે: હુ સારથિ તો થાઉં પણ હુ જે કાઈ કહુ તેનો જવાબ મને કર્ણ ન આપે."

"સરત કબૂલ. હુ કર્ણને કહી દઈશ. બોલો, હવે સારથિ થવુ કબૂલ છે ?"

"કબૂલ."

"મદ્રરાજ ! મને ભારે આભારી કર્યો. હવે કાલે કુંતીનો દીકરો પૃથ્વી પર સૂશે એમા મને શકા નથી. હુ કર્ણને હમણા જ ખબર આપુ છુ; તમે પણ સજ્જ થઈને આવો."

દુર્યોધન અને શલ્ય જુદા પડ્યા.

* * * *

મહાભારતના યુદ્ધનો સોળમો દિવસ હતો. એક સુદર રથમા બેસીને કર્ણ પાડવોનો સહાર કરતો હતો. કૃપાચાર્ય, અશ્વત્થામા વગેરે કર્ણના પડખા બરાબર સાચવતા હતા.

"શલ્ય ! રથને બરાબર અર્જુનની સામે લ્યો. આજે સાજ સુધીમાં અર્જુન હતો ન હતો થઈ જશે."

"દાસીના બેટા ! બકવાદ શા માટે કરે છે ? કાગ-

હાથી હુસ મર્યો જાણ્યો છે ? ક્યા સૂતપુત્ર એવો તું અને ક્યા પૃથાનો દીકરો અર્જુન ! આજ સુધી તે ઘણી બડાઈઓ હાકી, આજે હવે બડાઈથી ચાલે તેમ નથી ” શલ્યે રથ હાકતા હાકતા આદર્યુ

કર્ણ ઢીલો પડ્યો.

* * * *

“ શલ્ય ! રથને આ બાજુ જરા તારવો તો ? ”

“ ત્યા આગળ તો ભીમ ઊભો છે ”

“ કોણ ભીમ છે ? લાવ એને જ ઝપાટામા લઉં. ”

“ રાધાના પુત્ર ! હજી ગઈ કાલે જ એકલા ઘટોત્કચે આખા કૌરવસૈન્યને હચમચાવી મૂક્યુ હતુ તે ભૂલી ગયો ? તને પોતાને પણ તે વખતે તો ભો ભારે થઈ પડી એટલે છેવટે અમોઘશક્તિનો પ્રયોગ કરી તેના પ્રાણ લેવા પડ્યા તે ભૂલી ગયો ? એ જ ઘટોત્કચનો બાપ આ ભીમ. ભીમની સાથે લડવાનો આટલો બધો રસ છે તો દુઃશાસનની છાતીમાથી ભીમ લોહી પીતો હતો ત્યારે આવવું હતુ ના ? ”

વળી કર્ણ ઢીલો પડ્યો.

* * * *

“ અર્જુન ક્યા છે ? અર્જુન, અર્જુન ! ” મહારાજ યુધિષ્ઠિર હાફ્તા હાફ્તા આવી પહોચ્યા.

“ અર્જુન ! મહારાજ યુધિષ્ઠિર આવે છે ” શ્રીકૃષ્ણે કહ્યું.

"કેમ મહારાજ! મને શા માટે બોલાવો છો?"

"મારે આ યુદ્ધ નથી કરવું તું આજે જ લડાઈ બંધ કર હું તો પહેલેથી જ કહેતો હતો કે યુદ્ધ ન કરો; પણ તું અને ભીમ માન્યા નહિ"

"પણ મહારાજ! થયું છે શું તે તો કહો? જરા શ્વાસ તો હેઠે મૂકો? છે શું?"

"આ હું મરતો મરતો બચ્યો છું કર્ણના ઝપાટામાંથી બચવું કેટલું મુશ્કેલ છે એની તો મને ખબર છે! તું તારે શ્રીકૃષ્ણ રથ હાંકે ને બેઠો બેઠો લડ્યા કર; ભીમ ફાવે ત્યાં રખડ્યા કરે, અને મારે બધું સોસવું મારે આવું યુદ્ધ નથી કરવું આવું રાજપાટ પણ મારે હરામ!"

ધીર ગંભીર સ્વરે શ્રીકૃષ્ણ બોલ્યા. "મહારાજ યુધિષ્ઠિર! તમે જરા શાંત થાઓ. તમે વધારે બોલશો તો અર્જુનનું ઝનૂન જાગશે અને નાહક અંદર અંદર કલેશ થશે. તમે સુખેથી તંબૂમા પધારો. પછી કર્ણ શું કરે છે તે અર્જુન જોઈ લેશે."

"શ્રીકૃષ્ણ! આટલું પણ તમે બોલો છો; અર્જુન તો બોલતો જ નથી મેં ના પાડી હતી કે યુદ્ધ નથી આદરવું પણ એમાંથી કોઈએ માન્યું નહિ, અને તેમાં પાછી દ્રૌપદી કૂદે."

"મહારાજ! શાંત થાઓ અને તંબૂમાં જાઓ." શ્રીકૃષ્ણે સારથિને રથ તંબૂમાં લઈ જવાની સૂચના કરી.

* * * *

અશ્વસેન નામનો એક સર્પ વર્ષો પહેલા અર્જુને આખુયે ખાડવ વન સળગાવી મૂક્યુ ત્યારે વખાનો માર્યો અશ્વસેન પોતાના ઓછીકરાંને લઈને ત્યાથી નાઠો, અને પાતાળમાં જઈને રહ્યો અશ્વસેનને મહાભારત મ ડાયાના ખબર પડ્યા એટલે તેનુ વેર જાગ્રત થયુ, અને એ વેરની તૃપ્તિ માટે તે કુરુક્ષેત્રમા ભટકવા લાગ્યો.

કર્ણ અને અર્જુન સામસામા લડતા હતા. બન્ને કુશળ લડવૈયા અને બન્નેના કુશળ સારથિઓ. સારથિના કામમાં તો શલ્ય શ્રીકૃષ્ણને ટપ્પે મારે તેવા. રથના ઘોડા ફેરવતા અને શસ્ત્રાસ્ત્રો અજમાવતા એકબીજાના વધની આશા રાખતા કુંતીના બન્ને દીકરાઓ રણસગ્રામમા શોભી રહ્યા હતા.

કર્ણે ધનુષ પર સર્પાકારનુ એક બાણ દીધુ અશ્વસેન કર્ણના રથ પાસે ધૂધવાતો ધૂધવાતો રખડતો હતો. સર્પાકાર બાણ જોઈને તરત જ અશ્વસેન ઉલ્લાસમા આવી ગયો, અને કર્ણની નજર ન હતી તેવે વખતે પોતાના શરીરને તેણે બાણ સાથે બરાબર ગોઠવી દીધુ માત્ર શલ્ય આ જાણતા હતા.

કર્ણ બરાબર ટટ્ટાર થયો. બાણ ધનુષ્ય પર ચડયુ હતું; પણછ એથે એટલી જ વાર હતી. કર્ણના મનમા હતું કે જો બરાબર અર્જુનના કપાળમા બાણ વાગશે તો આ એક બાણ જ અર્જુનનો અત આણશે.

" શલ્ય ! સાવધાન હો; આ બાણ અર્જુનના પ્રાણ

હેઇએ, જોએ "

"કૃતરાઓ જ આવી વાણી બોલી શકે છે પણ કર્ણ ! જો તારે અર્જુનના પ્રાણ જ લેવા હોય તો કપાળમાં તાકવાને બદલે અર્જુનના કંઠ પર નિશાન તાક."

"મહારાજ ! કર્ણે એક વાર નિશાન લીધુ તે લીધુ. પછી તો ધ્રુવ ફરે તો કર્ણનુ નિશાન ફરે."

બરાબર ટટ્ટાર થઈને કર્ણે બાણ છોડયુ સામે અર્જુનનો રથ. અશ્વસેન તો આખાયે જીવનનુ ઝેર દાઢમાં એકઠુ કરીને બાણ સાથે જડાયો હતો. ક્યારે અર્જુનના કપાળમા ડસુ એ જ એની વાસના !

પણ અર્જુનના સારથિ શ્રીકૃષ્ણે આ સર્પને જોયો, તેના ખાંડવ વનના વેરને પારખી લીધુ અને એક ક્ષણમાં રથના ઘોડાઓને ગોઠણભર એવા પાડી નાખ્યા કે રથ આખો બેસી ગયો, અને કર્ણનુ બાણ અને તે બાણમા ભરાયેલો અશ્વસેન અર્જુનના કપાળને બદલે તેનો મુગટ ઉપાડી દૂર જઈ પડ્યા.

* * * *

"કર્ણ, કર્ણ !"

કર્ણે રથમાથી પાછળ જોયુ "કોણ છે એ ?"

"એ તો હુ અશ્વસેન સર્પ છુ "

"કેમ, મારૂ શુ કામ છે ?"

"તમે અર્જુનને મારવા ઇચ્છો છો ?"

"એ તો સૌ કોઈ જાણે છે; તેનુ તમારે શુ ?"

"હુ પણ અર્જુનનો કટ્ટો વેરી છુ એટલે જ આવ્યો છુ મને તમારા બાણ પર ફરીથી એક વાર ચડવા દો તો એ બાણે અર્જુન મર્યો સમજો. પહેલી વાર તમારી ભૂલ થઈ છે માટે આ બીજી વાર ચડવા આવ્યો છુ"

"પહેલી વાર તમે હતા? તમે શી રીતે બાણમા ભરાઈ ગયા? મને તો ખબર જ નથી શલ્ય! તમને ખબર હતી?"

"મને ખબર હતી એટલે તો મે કહ્યું કે કપાળનુ નિશાન લેવાને બદલે કંઠનુ નિશાન લ્યો. પણ કર્ણનુ અભિમાન કાઈ ઓછુ છે?"

"શલ્ય! મને એનો જરાયે અફસોસ નથી ભાઈ અશ્વસેન! તને બાણ પર બાધીને હુ અર્જુનને જીતવા માગતો નથી એવા અધર્મથી વિજય મેળવવાની કર્ણને જરાયે ઇચ્છા નથી."

"કર્ણ! વિચારી જુઓ. મારા જેવો સર્પ આવી વિનતિ કરવા આવે છે તેનો તમે અનાદાર કરો છો, પણ પાછળથી પસ્તાવુ પડશે."

"તેની તમારે ફિકર નહિ. એ બધુ હુ જોઈ લઈશ."

કર્ણનો રથ આગળ ચાલી નીકળ્યો અને અશ્વસેન પોતાના વેરઝેર લઈને પાછો પાતાળમા પેઠો.





# કર્ણ પડ્યો

"શલ્ય ! આ રથનું પૈડું ગળે છે તે જરા બહાર કાઢો તો ?"

"એ કામ મારું નથી"

"ભલે ! પૃથ્વી પોતે જ પૈડું ગળવા લાગે ત્યારે મારા વિના કોણ કાઢે ?" કહી કર્ણ રથમાંથી હેઠો ઊતર્યો અને પૈડું બરાબર ઠીક કરી પાછો બેઠો. એટલામાં પૈડું ફરી ખાગું થયું

"શલ્ય ! હું નીચે ઊતરું છું"

કર્ણ ફરીથી ઊતર્યો અને પૈડાને હાથમાં લીધું સામેથી અર્જુનનાં બાણો તો વરસ્યા જ કરતાં હતાં.

"અર્જુન !" શ્રીકૃષ્ણે કહ્યું "તારો મારો ચલાવે શસ્ત્ર. એક ક્ષણ પણ હવે ગુમાવતો નહિ."

પૈડાને હાથ દેતાં દેતાં કર્ણ બોલ્યો. "પૃથાના પુત્ર અર્જુન ! પૃથ્વી માતા પૈડું ગળે છે તેને હું કાઢું ત્યાં સુધી જરા સબૂર કર. હું રથની નીચે ઊભો ઊભો પૈડાને

બહાર કાઢું અને તું રથમાં બેઠો બેઠો બાણોનો વરસાદ વરસાવે, એ યુદ્ધ ધર્મયુદ્ધ નથી ”

તરત જ શ્રીકૃષ્ણ ગાજી ઊઠ્યા “ કર્ણ ! ધર્મયુદ્ધની તારી હિમાયત સાંભળીને મને હસવું આવે છે ! તારા પોતાના જીવનમાં તે ક્યારે ધર્મ પાળ્યો સાંભરે છે ? પાંડવોને લાક્ષાગૃહમાં સળગાવી દેવાની સલાહ આપી તે દિવસે આ ધર્મનો વિચાર ક્યાં ગયો હતો ? કૌરવોની સભામાં દ્રૌપદીને ખેંચી આણી ત્યારે ‘ તું હવે પાંડવોનો ત્યાગ કરી બીજા ધણી શોધી લે. ’ એવું કહેનાર કર્ણનો ધર્મ ક્યાં ગયો હતો ? પાંડવો વનવાસમાં હતા ત્યારે તેમને હેરાન કરવાની યુક્તિઓ શોધનાર કર્ણનો ધર્મ ક્યાં ગયો હતો ? હજી કાલ સવારે જ ખીલતા ફૂલ જેવા અભિમન્યુને એકલો જોઈને છ છ મોટા અતિરથીઓ તેના પર તૂટી પડ્યા તે વખતે કર્ણનો ધર્મ ક્યાં ગયો હતો ? અર્જુન ! ખોટો ધર્મભીરુ ન થા અને કર્ણનો વધ કર.”

કર્ણ તો પૈડું સમું કરીને રથમાં બેને ત્યાં પૈડું પાછું એનું એ ! તેના પર અર્જુનના બાણો તો આવ્યે જ જતા હતા. તે ઘડીક રથમાં બેઠો; ચંદન અને ધૂપાદિથી રોજ જેની પૂજા કરતો એવું પરશુરામનું બ્રહ્માસ્ત્ર તેણે કાઢ્યું પણ તેને મૂકવાની વિદ્યા તેને દૈવેથી સરી પડી ! હાથમાં અસ્ત્ર લઈને વળી તે ઊતર્યો અને વળી પૈડું હાથે ધર્યું

“ અર્જુન ! સબૂર, જંગ તો ક્ષત્રિયધર્મનો વિચાર

ઉકર!"

કર્ણ પૈડા પાસે જડાઈ ગયો. એક હાથમાં પૈડું અને એકમાં ખાલી અસ્ત્ર. શરીર આખું-વીંધાઈ ગયું તેની આંખે અંધારાં આવવા લાગ્યાં; તેની સન્મુખ પરશુરામ અને તેનો આશ્રમ ખડા થયા; મૃત્યુ સમીપ આવતું જણાયું; આખુંયે મેદાન શૂન્ય જેવું લાગ્યું

"શલ્ય, શલ્ય!"

"કેમ, કર્ણ?"

"મહારાજ દુર્યોધન ક્યાંઈ દેખાય છે?"

"જણાતા નથી કેમ, શું કામ છે?"

"આ હું તો ચાલ્યો. જેના પર વિશ્વાસ રાખીને તેણે આ મહાયુદ્ધ શરૂ કર્યું તે કર્ણ ચાલ્યો. મહારાજને મારા અંતિમ નમન કહેજો. દુર્યોધનની મૈત્રીનો હું કર્યો અહેશો વાળી નથી શક્યો એ માટે એ મને માફ કરે."

"બીજું કાંઈ કહેવું છે?" શલ્યે પૂછ્યું

"હા, એક વાત કહેવી છે અત્યારે મારી સન્મુખ મૃત્યુ આવીને ઊભું છે ત્યારે હવે મને દેખાય છે કે આ યુદ્ધના કાર્ય નકામા છે આ-મારી સન્મુખ હું યોગેશ્વર શ્રીકૃષ્ણને દેખું છું તેની જ આ બધી બાજી છે, એ વાત મને આજે સમજાય છે ભીષ્મ કહેતા હતા ત્યારે તો હું પણ તેમની મશ્કરી કરતો હતો. દુર્યોધનને કહેજો કે આ પૃથ્વી કોઈની નથી; નથી તમારી કે નથી યુધિષ્ઠિરની હું આજે મરું છું; દુર્યોધન કાલે-પરમ દિવસે, યુધિ-

ષ્ઠિરનો પરમ દિવસ વારો. આ અઢાર અક્ષૌહિણી સેના રમતના પૂતળાની માફક પૃથ્વી પર સૂવાની. કાળને જ આ ગમે છે કોઈ આને અટકાવી શક્યુ નથી અને શક્ત પણ નહિ. શ્રીકૃષ્ણ! તમને સાષ્ટાંગ નમન કરૂં છું અર્જુન! બાણો છોડ. તારા હાથનું મોત તો વીરને જ મળે."

એક હાથમા રથનુ પૈડુ અને એક હાથમા પરશુ-રામની વિદ્યાનુ ખોખુ! સૂર્યનો પુત્ર, રાધાનો પુત્ર, દુર્યોધનનો પરમ મિત્ર કર્ણ પૃથ્વી પર પોઢ્યો ને તરત જ સૂર્યનારાયણે પૃથ્વી પર અંધકાર ફેલાવી દીધો.



# નિવાપાંજલિ

મહાભારત યુદ્ધ પૂરું થયું અઢાર અક્ષૌહિણીનો કચ્ચરઘાણ નીકળી ગયો. લાખો સ્ત્રીઓને વૈધવ્ય આવ્યું; લાખો બાળકો નબાપા થઈ રહ્યાં. લોહીની નદીઓનો તો પાર જ ન રહ્યો. કૌરવો તમામ પૃથ્વી પર સૂતા. પાછળ રહ્યા પાંચ પાંડવો, શ્રીકૃષ્ણ, ધૃતરાષ્ટ્ર અને ગાંધારી-કુંતી.

યુદ્ધને અંતે મૃત્યુ પામેલા તમામ બંધુઓને અર્ઘ્ય-પ્રદાન કરવા માટે યુધિષ્ઠિર જમનાને કાંઠે ગયા. કુંતીમાતા સાથે હતાં. યુધિષ્ઠિર પોતાના આખાયે કુળના વીરોનાં નામ સંભારી સંભારીને જળનો અર્ઘ્ય આપતા હતા.

"યુધિષ્ઠિર! બધાને અર્ઘ્ય આપી દીધા?"

"હા માતા! તમામને."

"તોયે એક અર્ઘ્ય રહી ગયો."

"નામ સંભારો તો સાંભરે."

દીકરો. ”

“ ના ભાઈ! ના. કર્ણ તો કુંતીનો દીકરો. ”

“ માતા! તમે શું બોલો છો? ”

“ હું ઠીક બોલું છું અર્જુન જેવો મારો, એવો જ કર્ણ પણ મારો. ”

“ કુંતી, કુંતી! તમે સત્યાનાશ વાળ્યું! કર્ણ મારો મોટો ભાઈ છે એમ પહેલેથી જણાવ્યું હોત તો આ દિવસ ન આવત એને મારો મોટોભાઈ ગણુત ને અમે બધા એની આજ્ઞામા રહેત. કુંતી! તમે ભૂડું કર્યું! ”

“ યુધિષ્ઠિર! શોક ન કર. જે થવાનુ હતુ તે થયું કાળને એમ જ ગમતુ હશે. કર્ણને અર્ધ્યપ્રદાન કરી લે. ચાલ, ચાલ જો આ બધી કૌરવસ્ત્રીઓ કકળાટ કરતી ચાલી આવે છે ”

યુધિષ્ઠિરે કર્ણને અર્ધ્ય આપ્યો.



## પ્રવાસો અને સાહસકથાઓ

કૈલાસ માનસ સરોવર દર્શન (ગિજુભાઈ) ૦-૧૦-૦
ચાર પ્રવાસો (રામભાઈ પાઠક) ૦-૧૦-૦
સાગરસમ્રાટ (મૂળશંકર ભટ્ટ) ૦-૧૦-૦
સાહસિકોની સૃષ્ટિ ( ) ૧-૪-૦
પાતાળપ્રવેશ ( ) ૦-૧૦-૦
રખડુ ટોળી ખંડ ૧-૨ (ગિજુભાઈ) દરેકના ૦-૮-૦
ખજાનાની શોધમાં (મૂળશંકર ભટ્ટ) તૈયાર થાય છે
ધૂમકેતુની સફરે ( )
ચંદ્રલોકમાં ( )

## ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને ભૂગોળ

આપણા દેશનો ઇતિહાસ (નાનાભાઈ) ૦-૬-૦
આપણા આર્થિક પ્રશ્નો ([illegible]) ૦-૫-૦
આર્થિક ભૂગોળ (૬૫ નકશા) ( " ) ૧-૪-૦

## ચિત્રકલા

રંગરેખા ૧૦×૧૨ ઇંચની સાઇઝનાં પંદર ચિત્રો
મિત્રોનું આલ્બમ (ચિત્રકાર સોમાલાલ શાહ) ૨-૮-૦

## નાટકો કાવ્યો

વડલો (સચિત્ર નાટક) (કૃષ્ણલાલ શ્રીધરાણી) ૦-૧૦-૦
બાપનો ભેદ (એકાંકી નાટક) (હરભાઈ) ૦-૧-૬
નીલપંખી (સચિત્ર નાટક) દિલીપ કોઠારી ૦-૧૪-૦
બાળકોના બેલી કોણ? (નાટક) (ગૌરીશંકર ચતુર્વેદી) ૦-૫-૦
બાળકોનો ઓચ્છવ ( " ) ૦-૩-૦
કોડિયાં (બાળગીતો સચિત્ર) (કૃષ્ણલાલ શ્રીધરાણી) ૧-૪-૦

## જીવનચરિતો

| | | |
|---|---|---|
| ભગવાન બુદ્ધ | ( ગિજુભાઈ ) | ૦–૩–૦ |
| અશો જરથુસ્ત્ર | ( પ્રો. તારાપોરવાળા ) | ૦–૩–૦ |
| હઝરત મોહમ્મદ પયગમ્બર (સ) | ( નાનાભાઈ ) | ૦–૩–૦ |

## ધર્મશિક્ષણ

| | | |
|---|---|---|
| હિંદુધર્મનીઆખ્યાયિકાઓ૧–૨ | ( નાનાભાઈ ) દરેકના | ૦–૮–૦ |
| શરશય્યા પરથી | ( નાનાભાઈ ) | ૦–૬–૦ |
| ધર્માત્માઓના ચરિતો | ( ગિજુભાઈ ) | ૦–૮–૦ |
| બાલ રામાયણ | ( લીલાવતીબેન ) | ૦ ૧૦ ૦ |
| જાતક કથાઓ | ( હરભાઈ ) | ૦–૮–૦ |
| શાંત પળોમા | ( ગિજુભાઈ ) | ૦–૬–૦ |
| પ્રાસંગિક મનન | ( ગિજુભાઈ ) | ૦–૮–૦ |

## મહાભારતના પાત્રો લેખક શ્રી નાનાભાઈ

| | | | |
|---|---|---|---|
| ૧ સૂતપુત્ર કર્ણ | ૦–૩–૦ | ૭ કુંતી-ગાંધારી | ૦–૫–૦ |
| ૨ પાંચાલી | ૦–૪–૦ | ૮ દ્રોણ-અશ્વત્થામા | ૦–૫–૦ |
| ૩ દુર્યોધન | ૦–૩–૦ | ૯ ભીષ્મ | ૦–૪–૦ |
| ૪ ભીમસેન | ૦–૪–૦ | ૧૦ ધૃતરાષ્ટ્ર | ૦–૨–૬ |
| ૫ અર્જુન | ૦–૭–૦ | ૧૧ શ્રીકૃષ્ણ | ૦–૬–૦ |
| ૬ યુધિષ્ઠિર | ૦–૪–૬ | ૧૨ મહાભારત કથા | ૧–૦–૦ |

## રામાયણના પાત્રો લેખક શ્રી નાનાભાઈ

| | | |
|---|---|---|
| ૧ સીતા | ૦–૪–૦ | ૪ ભરત-લક્ષ્મણ |
| ૨ રાવણ | ૦–૭–૦ | ૫ કૈકેયી-મંદોદરી |
| ૩ હનુમાન-વિભીષણ | | ૬ રામચંદ્ર |

આ આખી માળા માટે ૨–૮–૦ અનામત મૂકવાના છે

ગ્રાહકોની કિંમતો માટે પુછાવો.

# બાલસાહિત્ય

શ્રી ગિજુભાઈના સંપાદન કરેલાં—

બાળવાર્તા ભાગ ૧ થી ૫ પાંચે ભાગના ૧-૧-૦
બાળ લોકગીત સંગ્રહ ભાગ ૧-૨ બંનેના ૦-૬-૦

શ્રી ગિજુભાઈ અને શ્રી તારાબેનના સંપાદન કરેલાં—

બાલસાહિત્ય માળા ૮૦ પુસ્તકો (નવી આવૃત્તિ) ૬-૪-૦
બાલસાહિત્ય ગુચ્છ ૨૫ પુસ્તકો ૨-૮-૦

---

રામાયણનાં પાત્રો-પ્રવેશ (સચિત્ર) ગિજુભાઈ ૦-૫-૦
બાપુજીની અને બીજી વાતો (સચિત્ર)
શ્રી કપિલાબેન ઠાકોર ૦ ૧૦ ૦
સૌ કોનાં પરાક્રમો (રમેશભાઈ પારેખાન) ૦-૩-૦
પીળા પલાશ (ત્રણ સચિત્ર નાટકો. શ્રીધરાણી) ૦-૭-૦

---

શ્રી ગિજુભાઈના સંપાદનપણા નીચે નવી માળા શરૂ થઈ છે—

બાલસાહિત્ય વાટિકા ૧૦૮ પુસ્તકો

૧ આશ્રમવૃગો ગિજુભાઈ ૦-૫-૦
૨ જાદુ જોઈએ શંકર ભટ્ટ ૦-૫-૦
૩ મોટા થઈશું ત્યારે જયવીલાલ ઓઝા ૦-૫-૦

બીજાં તૈયાર થાય છે વાટિકાનું સૂચિપત્ર મંગાવો.
આ માળા માટે રૂા ૧૦) અનામત મૂકવાના છે

સંચાલક શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર ભાવનગર

શ્રીસરસ્વતી છાપખાનું, ભાવનગર તા ૧૫-૨-૩૬ ૧૧૦૦